


શ્રી આત્માનંદ પ્રકાશ માસિકના ગ્રાહકોને આ સતાવીશ, અઠ્ઠાવીશમા વર્ષની જૈન ઐતિહાસિક ચરિત્ર **"સુકૃતસાગર યાને માંડવગઢનો મહાન્ મંત્રીશ્વર"** એ નામની બુક ભેટ તરીકે આપતાં અમોને આનંદ થાય છે. દરવર્ષે વિવધ સાહિત્ય, તત્વજ્ઞાન, ઇતિહાસ, ચરિત્રો, આચાર વિગેરેના પુસ્તકો ઉદારતાથી અને તેવાં તેટલાં કદના, અને સારા કાગળ ઉપર સુંદર ટાઇપથી છપાવી, સુશોભિત બાઇન્ડીંગથી અલંકૃત કરી આ માસિક સિવાય અન્ય કોઇ તરફથી તેવી રીતે અપાતા ન હોવાથી તેવો આનંદ થાય તે સહજ છે.

ઇતિહાસ એ દેશ કે સમાજનું પ્રથમ દરજ્જાનું સાહિત્ય અને ભૂતકાલીન દર્પણ છે, અને તે બીજા બધા કરતાં ઐતિહાસિક સાહિત્ય એવું ઉપયોગી સાહિત્ય છે કે તે વગર કોઇપણ પ્રજા, ધર્મ કે કોમ, જીવંત રહી શકે નહીં.

આ ઐતિહાસિક ગ્રંથમાં તે કાળના ઇતિહાસ સાથે એક જૈન કુળભૂષણ-નરરત્ન પિતા-પુત્રનું જીવનચરિત્ર છે. આવા ચરિત્રોના વાંચનથી આત્મામાં નવું જીવન, અને કૌવત આવે છે, તેમ શ્રદ્ધા દ્રઢ થાય છે; ઘડીભર તેવા ઉત્તમ નર થવાની કે ઉત્તમકાર્યો કરવાની ઇચ્છા પણ થાય છે; જીવનચરિત્રના સહવાસમાં આવવાથી તે તે ઉત્તમ આત્માઓના સમાગમમા આવવા બરોબર હોવાથી તેને લઇને જ અમારા તરફથી આત્માનંદ પ્રકાશ માસિકની ભેટ માટે ઇતિહાસિક સંબંધવાળા જીવન ચરિત્રોના પુસ્તકો અપાય છે.

જે મહાન્ પુરૂષનો પરિચય આ લેખમાં કરવામાં આવે છે, તેમના જીવન ચરિત્રની તુલના કે તેમના કાર્યનું અનુકરણ કોઇ પણ અંશે કરે તો તે મનુષ્ય પોતાનો જન્મ સફલ કરી શકે છે. આ ગ્રંથમાં જણાવેલ ચરિત્ર નાયક પૃથ્વીધરકુમારે પોતાની દરિદ્રાવસ્થામાં કેવા પ્રકારનું ધૈર્ય રાખી, પાછળ ઉન્નતાવસ્થામાં કેવું ઉચ્ચ આચરણ આદરી,

પોતાના દ્રવ્યનો કેવી રીતે સન્માર્ગે વ્યય કર્યો અને ધર્મની કેવી ઉત્તમ રીતે સેવા કરી તે આખું ચરિત્ર આ ગ્રંથમાં આપવામાં આવેલ છે. આ વૃત્તાંત લગભગ તેરમી સદીમાં બનેલ છે. તે વખતે દીલ્લીના તખ્ત ઉપર અલ્લાઉદીન ખીલજી રાજ્ય કરતો હતો, જેણે ઇ. સ. ૧૨૯૭ માં કરણઘેલાની પાસેથી ગુજરાત સર કર્યું હોય તેમ બીજી આસપાસની હકીકતપરથી માલમ પડે છે. તે વખતે માળવામા ( હાલના ધાર સ્ટેટમાં આવેલ ) માંડવગઢ નામનું મોટી સમૃદ્ધિવાળું શહેર હતું અને પરમાર વંશીય માળવાના પ્રખ્યાત રાણા જયસિંહદેવ રાજા રાજ્ય કરતો હતો. તે વખતે તે નગરનો મધ્યાન્હ કાળ હતો; પરંતુ તે પણ કાલના ચક્કરમાં પડતાં તેની ઘણી નિશાનીઓ નષ્ટ થઇ ગઈ, હાલમાં તે માત્ર ગામડું છે, છતાં તેના પ્રવેશદ્વારપર એક પત્થરનું તોરણ અને પૃથક્ પૃથક્ સ્થાનોપર પ્રાચીન મંદિર અને ખંડેરોના ચિન્હો દેખાય છે. હાલ ત્યાં શ્રી શાંતિનાથ ભગવાનનું જિનાલય છે, અને તેમા બીરાજેલ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા મહાસતી મીનાના શીલના પ્રભાવથી વજ્રભૂત થઇ ગઈ હતી તે અત્યારે મૌજુદ છે એમ કહેવાય છે. હાલ ત્યા યાત્રા કરવા જનારને પ્રાચીનતાનું ભાન થયા વગર રહેતું નથી. પૃથ્વીધરકુમારના ગુરૂ શ્રીમદ્ **ધર્મઘોષસૂરીશ્વરજી** હતા; તેની પછી બસેંહ વર્ષ પછી આ ચરિત્ર લખાયેલ છે. શ્રી ધર્મઘોષસુરિની પાટ ઉપર શ્રી **સોમસુંદર** સૂરિ તેની પાછળ **મુનિસુંદર** સૂરિ તેમની પાટે રત્નસાગરસૂરિ તેમના શિષ્ય શ્રી નંદીરત્નગણી અને તેમના શિષ્ય **રત્નમંડનગણીએ** આ " સુકૃતસાગર " ગ્રંથની રચના કરી છે; જે [1]મૂળ ગ્રંથ અમારા તરફથી પંદર વર્ષ ઉપર પ્રગટ થયેલ છે.

ચરિત્ર નાયકના સમયમા માડવગઢ શહેર સર્વ પ્રકારે ઋદ્ધિ સિદ્ધિથી સંપૂર્ણ હતું. પૃથ્વીધરકુમાર વ્યાપારમાં નિપુણ હતા અને માનસિક તથા ધાર્મિક શિક્ષણના પારગામી પણ હતા. તેમના પુણ્ય પ્રભાવથી રાજા જયસિંહના મંત્રી પણ તેઓ થયા હતા તેમને સતીશીરોમણિ પૃથમણી નામની ઉત્તમ સ્ત્રી હતી.

---

૧ આ ગ્રંથ મૂળ અમોએ પ્રકટ કરેલ છે અને તેમા આવેલ ચરિત્ર અનુકરણીય, પઠનપાઠન કરવા જેવું ઐતિહાસિક સત્યઘટના બનેલ હોવાથી આ માસિકના ૨૭-૨૮ વર્ષની ભેટ તરીકે (ભાષાંતર કરાવી) આ વખતે આપીયે છીયે

પૃથ્વીધરકુમારનું બીજું નામ પેથડશાહ હતું. પેથડશાહના ગુરૂશ્રીધર્મઘોષસૂરિ હતા. તેઓની પાસે પાંચલાખ ટંકનું તેઓએ પરિગ્રહ પરિમાણ કર્યું હતું. બત્રીશ વર્ષની ભરયુવાન વયે પોતાની સ્ત્રી સહિત ચતુર્થવ્રત ગ્રહણ કર્યું હતું. ગુરૂમહારાજના નગર પ્રવેશ મહોત્સવમાં બહોંતેર હજાર સોનામહોરનો ખર્ચ કર્યો હતો ગુરૂશ્રીની દેશના સાંભળી ૧૮ લાખ દ્રવ્ય ખરચ કરી ૭૨ દેવકુલિકા સહિત "શત્રુંજયાવતાર" નામનું વિશાળ જૈન ચૈત્ય માંડવગઢમાં બનાવ્યું હતું. બાકી બીજા ઘણા જિન મંદીરો બંધાવ્યા હતા. તે હકીકત આ ગ્રંથના ચોથા તરંગમાં આપેલ છે જે મનન કરવા જેવી છે. બંને વખતે પ્રતિક્રમણ અને ત્રિકાલ પ્રભુપૂજા કરવાનો તો ખાસ નિયમ હતો. ચરિત્ર નાયકે બ્રહ્મચર્ય કેવા સંયોગમાં ગ્રહણ કર્યું તેનો અધિકાર ખાસ જાણવા જેવો પાંચમા તરંગમાં જણાવેલ છે, જે વાંચતા આ મહાન પુરૂષ ખરેખર જૈન નરરત્ન હતા એમ જણાશે. તે સિવાય તેમની દેવગુરૂભક્તિ, રાજ્યમાં કરાવેલ સાત વ્યસનનો નિષેધ, તેમની અપૂર્વ તીર્થ યાત્રા, દેવ, ગુરૂ ભક્તિ અને જ્ઞાન ભંડારોની સ્થાપના, તેમના પુત્ર ઝાંઝણની ધર્મભક્તિ તથા શ્રી ચતુર્વિધ સંઘ સાથે જુદા જુદા તીર્થોની યાત્રાઓના પ્રસંગે દરેક તીર્થે કરેલ દેવ, ગુરૂ, ધર્મ અને સ્વામીબંધુની અપૂર્વ–અલૌકિક સેવા, ઉચ્ચ ધર્મભાવના, અનુપમ ઉદારતા અને અપરિમિત દ્રવ્ય વ્યય વગેરેનું વર્ણન...આઠમા તરંગમાં આપવામા આવેલ છે જે મનન પૂર્વક પઠન–પાઠન કરતાં શ્રદ્ધાળુ જનોના રોમરાય વિકસ્વર થાય છે. અને આત્મિક આનંદ પ્રગટ થાય છે

આ ગ્રંથમાં પૃથ્વીધરકુમાર અને ઝાઝણકુમારના ચરિત્ર સાથે અંતર્ગત કથા તથા આખા ચરિત્રમાં સ્થળે સ્થળે ઉપદેશક–બોધક–શિક્ષાઓ પણ આપેલ છે.

આ પૃથ્વીધર કુમારનું વર્ણન શ્રી મુનિસુંદર સૂરિકૃત પટ્ટાવલીમાં, શ્રીરત્નમંડન ગણીકૃત ઉપદેશ તરંગિણીમા, પંડિત સોમધર્મ વિરચિત ઉપદેશ સપ્તતિમા, ઉપદેશ રસાલમાં, ઝાંઝણ પ્રબંધમાં, તથા ગુર્જર પ્રાચીન કાવ્યસંગ્રહમાં મળી શકે છે; પરંતુ એ બધાનો મૂળ આધાર અમારા તરફથી પ્રગટ થયેલ મૂળ ગ્રંથ સુકૃતસાગર છે. તેના કર્તા શ્રીરત્નમંડનગણી છે. જે શ્રીમદ્ રત્નશેખરસૂરિજીના સમકાલીન હતા. તે સૂરીશ્વરજીનો જન્મ વિક્રમ સંવત ૧૪૫૭, દીક્ષા ૧૪૬૩, પંડિતપદ ૧૪૮૩, ઉપાધ્યાય પદ ૧૪૯૩ આચા-

પદ ૧૫૦૨, અને સ્વર્ગવાસ ૧૫૧૭ માં થયેલ છે. આ ચરિત્રનાયકના સંબંધમાં તેના સુકૃત્યોનું ઘણા ઘણા પંડિતો અને પૂર્વાચાર્યોએ વર્ણન સંસ્કૃત અનેક ગ્રંથોમા કરેલ છે, પરંતુ તે સર્વને ઉપકારક ન થઇ શકે તેવા હેતુથી તેમના ચરિત્રના જે ખાસ અને મૂળ આધારભૂત ગ્રંથ શ્રીસુકૃતસાગર છે, તેનું જ શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષાંતર કરાવી આત્માનંદ પ્રકાશ માસિકના માનવંતા ગ્રાહકોને આ વખતે ભેટ આપી કૃતાર્થ થઇયે છીયે.

આવા જૈન કુલભૂષણ નરરત્નનું ઐતિહાસિક ચરિત્ર પ્રગટ કરવાની આજ્ઞા આપવા માટે તથા તે માટે ઉપદેશ દ્વારા આર્થિક સહાય અપાવવા માટે મુનિરાજશ્રી લબ્ધિવિજયજી મહારાજનો આભાર માનવામા આવે છે.

આ ગ્રંથમા દષ્ટિદોષ, પ્રેસદોષ, કે કોઈ સ્થળે ભાષામાં કંઇ સ્ખલના જણાય તો મિથ્યાદુષ્કૃત પૂર્વક ક્ષમા માગવા સાથે અમોને જણાવવા સૂચના કરીયે છીયે કે જેથી તે સુધારવાને યથાયોગ્ય પ્રયત્ન કરવામા આવે.

આત્માનંદ ભવન–ભાવનગર.
વીર સંવત ૨૪૫૬–આત્મ સંવત ૩૫
જ્યેષ્ટ શુકલ અષ્ટમી (ગુરુજયંતી)

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ,
સેક્રેટરી.



( બાળ બ્રહ્મચારી )



મુનિરાજ શ્રી લબ્ધિવિજયજી મહારાજ.

જન્મ સંવત ૧૯૨૭ દીક્ષા સંવત ૧૯૪૫

ધી 'આનંદ' પ્રીન્ટિંગ પ્રેસ-ભાવનગર

## બાલ બ્રહ્મચારી શ્રીમાન્ મુનિરાજ
## શ્રી લબ્ધિવિજયજી મહારાજનું
# સંક્ષિપ્ત જીવન વૃત્તાંત.

ગુજરાતનું પાટનગર પ્રસિદ્ધ પાટણ શહેર વર્તમાન સમયે જે પવિત્ર ભૂમિ ઉપર શોભાયમાન છે, તેજ ભૂમિ ઉપર પૂર્વે શ્રીમદ્ શિલગુણસૂરિ મહારાજના પરમ ભકત ચાવડા વંશના કૂળદીપક વનરાજ ચાવડાએ અણહીલપુર પાટણ વસાવેલું, અને પોતે જૈન ધર્મના ખાસ ઉપાસક હોઈશ્રી પંચાસરા પાર્શ્વનાથજી મહારાજનું ભવ્ય મંદિર પણ બંધાવેલું હતું, ત્યાર બાદ કેટલાક વર્ષો પછી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના પરમ ભકત જૈન ધર્મના ઉપાસક શ્રી કુમારપાળ મહારાજા આ પાટણ શહેરની ગાદી ઉપર બિરાજમાન થયા; જેણે પોતાના ૧૮ દેશમાં અમારી પટહ વગડાવી જીવદયા પળાવી અને દશે દિશામાં આર્હત ધર્મનો ઉદ્યોત કર્યો. તે શહેરમાં વર્તમાન સમયે જૈનોના શિખરબંધી મંદિરોની ધ્વજાઓ આકાશમંડળને આસ્વાદના કરી રહેલી છે, તેવાં ૧૨૫ જિનમંદિરો ભવ્ય અને મનોહર છે, તે સિવાય ઘર દેરાસરો પણ જ્યાં ૧૫૦-૨૦૦ આશરે શોભી રહેલ છે. કુમારપાળ ભૂપતિના સમયથી અદ્યાપિ પર્યંત જ્યારે જ્યારે જૈનધર્મના પર્વો કે મહોત્સવો હોય ત્યારે પરાપૂર્વથી રિવાજ પ્રમાણે આખા શહેરમાં અણોજો પળાય છે, તમામ આરંભ સમારંભના કાર્યો બંધ રહે છે; એટલું જ નહીં પણ જૈનેતર તમામ વ્યાપારીયો ઘણા ભાગે જે જાતનો પોતાનો ધંધો હોય તે જાતના વિધવિધ માલ વડે દુકાનો શણગારે છે.

મહાત્માના જન્મ સ્થાનનો પરિચય

આવા જૈનપુરીગણાતા શહેરમાં વાસાવાડા નામે મહોલ્લામાં સુપ્રસિદ્ધ દશાઓશવાળ જ્ઞાતિના શેઠ નિહાલચંદ સાકળચંદ નામના

પિતા તથા રત્નકુક્ષ ધારિણી બાઇ એમકોર નામે સુશ્રાવિકા માતા, કે જેઓ જૈન ધર્મના પરમ ઉપાસક હતા, તેમને ગૃહે આ ચરિત્ર નાયકનો જન્મ સંવત ૧૯૨૭ માં થયો હતો અને તેમનું સંસારી નામ વાડીલાલ રાખવામાં આવ્યું હતું. ચરિત્ર નાયકને બે ભાઇઓ હતા, જેમના નામ કસ્તુરભાઈ તથા મગનલાલભાઈ જે ચરિત્ર નાયકથી નાની ઉમ્મરના છે.

પુના શહેર વગેરે સ્થળે રહી બાલ્યાવસ્થા મૂકયા પછી મરાઠી તેમજ ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરેલ. નાની ઉમ્મરથી જ ધાર્મિક લાગણી તીવ્ર જણાઈ. પિતાની હૈયાતિમાં દીક્ષા લેવા અનુજ્ઞા માંગતા માત પિતાએ મોહના અભાવે અટકાયત કરવાથી, તેમના સ્વર્ગવાસ પછી દીક્ષા લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

માતા પિતાના સ્વર્ગવાસ પછી શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી પોતાના શિષ્ય પરિવાર સહિત ઉપરોકત પાટણની પવિત્ર ભૂમિ ઉપર વિહાર કરતા પધાર્યા. તેમના શિષ્ય પંજાબી

દીક્ષા.

શ્રીમાન્ મુનિ મહારાજ શ્રી હીરવિજયજી મહારાજશ્રીના સદ્ઉપદેશ વડે અને પ્રથમથીજ વૈરાગ્ય ભાવના થઈ આવેલ, જેથી પાલનપુર શહેરમાં વિક્રમ સંવત ૧૯૪૫ ની સાલમાં માત્ર ૧૬ વર્ષની લઘુવયમાં પોષ માસની કૃષ્ણ સપ્તમીના દિવસે અન્ય સાત ભાઇઓ સાથે શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજીના હાથે ચારિત્ર અંગીકાર કર્યું. તેમાં આપણા ચરિત્ર નાયકનું નામ શ્રીમાન્ લબ્ધિવિજયજી મહારાજ રાખવામાં આવ્યું. શ્રીમાન્ મુનિરાજ શ્રી હીરવિજયજી નામથી વાસક્ષેપ કરી તેમના શિષ્ય તરીકે સૂરીશ્વરજી મહારાજે સ્થાપન કર્યા.

વિક્રમ સંવત ૧૯૪૫ ના પોષ વદી ૭ મે દીક્ષા ગ્રહણ કર્યા પછી ગુરૂમહારાજ શ્રી સાથે ત્યાંથી અનુક્રમે શ્રી આબુજી તીર્થ તથા પંચતીર્થની યાત્રા કરતા, શ્રીમદ્ વિજયાનંદ

વડી દીક્ષા.

સૂરીશ્વર તથા ગુરૂમહારાજજી સંગાથે જ પાલી શહેરમાં પધાર્યા અને ત્યાં વડી દીક્ષા શ્રીમાન્

વલ્લભવિજયજી મહારાજ તથા શ્રીમાન્ શુભવિજયજી આદિઠાણા ૮ સાધે બડી ધામધૂમ પૂર્વક થઇ, અને ત્યાંથી વિહાર કરી તે સાલનું ચાતુર્માસ મારવાડના મુખ્ય શહેર જોધપુરમાં સૂરીશ્વરજી મહારાજની સંગાથે જ કર્યું.

વિહાર.

ચાતુર્માસ વિત્યા બાદ ત્યાંથી વિહાર સૂરીશ્વર મહારાજ સાથે જ કરતા જયપુર, અજમેર, દિલ્હી થઇ પંજાબની ભૂમિમાં પધાર્યા. અને સં. ૧૯૪૬ ની સાલનું ચાતુર્માસ ગુરૂ આજ્ઞાથી લુધીયાના શહેરમાં કર્યું. ત્યાર બાદ પંજાબ દેશમાં હુશિયારપુર, જીરા, શંખત્રા, પટ્ટી, કોટલા, ગુજરાનવાળા. ઉપર જણાવેલા પંજાબના સાત ગામોમાં અગ્યાર ચાતુર્માસ થયા.

વિક્રમ સંવત ૧૯૫૭ ની સાલમાં તેરમું ચાતુર્માસ મારવાડના પ્રસિદ્ધ શહેર બીકાનેરમાં થયું. ત્યાંના શ્રાદ્ધધર્મ ઉપાસક શેઠ શિવચંદભાઈ સૂરાણા તથા ઉદયમલજી ઢઢ્ઢાની ગુરૂભકિત ઘણીજ પ્રશંસવા યોગ્ય હતી. સંવત્ ૧૯૫૮ નું ચાતુર્માસ ઉદયપુર શહેરમાં શ્રીમાન્ જયવિજયજી મહારાજશ્રી સંગાથે થયું હતું, ત્યાંથી શ્રી કેશરીયાજી તીર્થની યાત્રા કરી અનુક્રમે વિહાર કરતા ગુજરાતમાં પધાર્યા. સંવત ૧૯૫૯ નું ચાતુર્માસ પ્રવર્તકશ્રી મુનિ કાન્તિવિજયજી મહારાજની સંગાથે પોતાની જન્મભૂમિમાં પાટણ શહેરમાં થયું એટલે દીક્ષા લીધા બાદ ચૌદ વર્ષે જન્મભૂમિમાં પધાર્યા. ત્યાંથી વિહાર કરતા શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ, શ્રી ભોયણી મલ્લીનાથજી મહારાજની યાત્રા કરી કાઠિયાવાડમાં પધાર્યા અને સંવત ૧૯૬૦ નું ચાતુર્માસ બોટાદ નજીક પાળીયાદ ગામમાં થયું. ત્યાંથી વિહાર કરી શ્રી સિદ્ધગિરિ તીર્થ તથા તાલધ્વજ ગિરિની યાત્રા કરી, મહુવા શ્રીવર્ધમાન સ્વામીના દર્શન કરી કૃતાર્થ થયા. ત્યાંથી પાછા ફરતા તળાજા શહેરમાં આવી સંવત ૧૯૬૧ ના માહ સુદી ૬ ના દિવસે પાટણના રહીશ સાલવી જ્ઞાતિના શ્રાવક નારાયણદાસ મોતીચંદને દીક્ષા આપી અને તે શિષ્યનું નામ શ્રીરત્નવિજયજી રાખવામાં આવ્યું હતું. ત્યાંથી શ્રી સિદ્ધાચલજી,

રૈવતગિરિ, પ્રભાસ પાટણ, દીવ, ઉના અંજાર, વગેરે તીર્થોની યાત્રા કરી અનુક્રમે માંગરોળ પધાર્યા. ત્યારબાદ સંવત ૧૯૬૧ માંગરોળ સં ૧૯૬૨ જામનગર સં ૧૯૬૩ ગોધા સં ૧૯૬૪ પાલીતાણા, સં ૧૯૬૫ રાંધનપુર સં ૧૯૬૬ મહાર સં ૧૯૬૭ પાટણ, સં ૧૯૬૮ વાધપુર, સં. ૧૯૬૯–૭૦–૭૧ પાટણ, સં ૧૯૭૨ અમદાવાદ સં ૧૯૭૩–૭૪–૭૫ સુરત, સં ૧૯૭૬–૭૭ પાલીતાણા, સં ૧૯૭૮ વળા (વલ્લભીપુર) માં ચાતુર્માસ કર્યા. તેમના આ ચાતુર્માસમાં ધાર્મિક કાર્યો ઘણાજ ઉત્તમ થયા, સાથે વિશાશ્રીમાળી જ્ઞાતિનું ૪૫૦ ગામનું સંમેલન આ સ્થળે વળામાં થયું અને ત્યાં માહમારી રોગ ચાલવાનો ભય ઉત્પન્ન થયેલ તે પણ ગુરૂ કૃપાથી અટકયો. અહીંથી ચારિત્રનાયક સં ૧૯૭૯ માં વિહાર કરી શીહોર મુકામે પધાર્યા. ત્યાંથી મોટા સુરકામાં ગયા હતા, ત્યાં તેમને પંન્યાસશ્રી શાંતિવિજયજી મહારાજના શિષ્ય કાન્તિવિજયજી મહારાજ મલ્યા. તેઓનો ભાવ સાથે રહેવાનો હોવાથી અને રંઘોળાના શ્રાવકોનો ત્યાં ચાતુર્માસ કરાવવાનો અત્યંત આગ્રહ હોવાથી મહારાજશ્રીને ગામડા માટે લાગણી હોવાથી તે કબુલ કર્યું. અને સં. ૧૯૭૯ની સાલનું ચાતુર્માસ રંઘોળા ગામમાં કર્યું (આ સ્થળે સાધુનું ચાતુર્માસ કોઈ વખત થયેલ નહીં, તેમાં વળી આ બાળબ્રહ્મચારી વયોવૃદ્ધ મુનિરાજનું ચાતુર્માસ પ્રથમ થયેલ હોવાથી) ધર્મનો ઉદ્યોત ઘણોજ સારો થવાથી પાંચ સ્વામીવાત્સલ્ય થયા. કલ્પસૂત્રની વાંચનામાં પણ આસપાસના બારગામના શ્રાવકોએ ભાગ લીધો. ઘીની ઉપજ પણ સારી થઇ હતી.) તે સિવાય પૂજા પ્રભાવના આદિ ધર્મકાર્ય ઘણાજ સારા થયા હતા. આ ચાતુર્માસમાં મહારાજશ્રીએ આત્મશક્તિ નામની સ્તવનાવળી બનાવી હતી તે ગામના શ્રાવકોને ઉપયોગી લાગતાં પ્રસિદ્ધિમાં મૂકવા ભાવના થઇ; પરંતુ ઉપરોકત ચાતુર્માસ સિવાયના બીજા ચાતુર્માસોમાં મુખ્ય ધાર્મિક કાર્ય આદિ જે થયા તેમાં જે લાભ લેવાયો તે નીચે પ્રમાણે છે.

સં. ૧૯૪૬ થી ૧૯૫૬ સુધી ૧૧ ચાતુર્માસ પંજાબની ભૂમિમાં વડીલો સાથે થયા, તેમાં અનેક જગ્યાએ પ્રતિષ્ઠા, અંજનશલાકા

થયેલા ચાતુર્માસમાં લેવાયલ લાભો.

વગેરે થયા તેનો લાભ લીધો. માંગરોળના ચોમાસા બાદ શ્રી ગીરનારજી યાત્રા એક દીવસમાં ચાર કરી અનુક્રમે જામ-વણથળી પધાર્યા, ત્યાં વ્યાખ્યાન, અઠ્ઠાઈ મહોત્સવ અને જળયાત્રાનો વરઘોડો વગેરેનો લાભ મળ્યો. ત્યાંથી વિહાર કરી સં. ૧૯૬૨ માં જામનગરના ચાતુર્માસમાં પોતે તથા તેમના શિષ્ય રત્નવિજયજી સાથે હતા, તે સમયે ૨૧ પૂજાઓ એકીસાથે ઘણા ઠાઠ સાથે ત્યાંના સંઘે ભણાવી-પ્રભુભક્તિ કરી અને ત્યાંના સમુદાયને ધાર્મિક ક્રિયા એકત્ર રીતે ૯૫ વર્ષે થઈ હતી તે લાભ મળ્યો. સં ૧૯૬૩ ની સાલમાં ગોઘાના ચાતુર્માસમાં શ્રી સિદ્ધગિરિરાજનો છરી પાળતો સંઘ ૧૫૦ થી ૨૦૦ માણસો સાથે નીકળ્યો તેનો લાભ લેવાયો.

સં. ૧૯૬૪ ની સાલમાં પાલીતાણાનું ચાતુર્માસ શ્રીમાન્ હંસવિજયજી મહારાજ સાથે થયું હતું, તે સમય પછી છઠ્ઠ કરી સાત યાત્રા સિદ્ધગિરિની કરીને છઠ સાતની તપસ્યા એકી સાથે કરી નવાણું યાત્રા પણ સિદ્ધગિરિની કરી.

સં. ૧૯૬૫ નું ચાતુર્માસ રાધનપુર થયું, ત્યાંથી વિહાર કરી નજીકના ગામમાં જતાં અબદુલ રહેમાન નામના પઠાણે ગુરૂમહારાજનો બોધ સાંભળી માંસ મદિરા ન ખાવા, જીવો ન મારવા આદિ નિયમ લીધા હતા.

સં. ૧૯૬૭ ના પાટણના ચાતુર્માસમાં શ્રીમદ્ વિજયકમળ સૂરીશ્વરજીને ભેટયા અને તેમની આજ્ઞાથી તેજ ગામમાં શાલીવાડે ચાતુર્માસ કર્યું, અને તે વખતે ગુરૂમહારાજશ્રીના શિષ્ય રત્નવિજયજીના સંસારી ભાઇ શા લેહરૂભાઈ મોતીચંદે અઠ્ઠાઈ મહોત્સવ તથા નોકારશી કર્યાં. અને ચાતુર્માસ બાદ શ્રી આદિશ્વર ભગવાનના પગલાં શ્રી દેરાસરજીમાં મહોત્સવ પૂર્વક પધરાવ્યા.

સં. ૧૯૬૮ ના વાઘપુરના ચાતુર્માસમાં તપસ્યામાં ૧૪ અઠ્ઠાઈ તેમાં ૧૨ શ્રાવકો અને બે અન્યમતાવલંબીયો એક રજપુત તથા એક રબારીએ કરી હતી, ત્યાં ઉપદેશનો લાભ તે થયો.

સં. ૧૯૭૧ ના પાટણના ચાતુર્માસ બાદ કેશરીયાજીનો છહરી પાળતો સંઘ નીકળતાં શ્રી પ્રવર્તકજી સાથે શ્રી કેશરીયાજી તીર્થની યાત્રા કરી.

સં. ૧૯૭૩-૭૪-૭૫ સુરતના ત્રણ ચાતુર્માસમાં આગમ વાંચના તથા અનેક ધાર્મિક પ્રસંગોમાં ભાગ લેતા હતા, અને ત્યાંથી શ્રી સિદ્ધગિરિનો છહરી પાળતો સંઘ નીકળતાં શ્રી સાગરાનંદસૂરિ સાથે વિહાર કરતા ભરૂચ પધાર્યા, ત્યાં વેજલપુરમાં શિષ્ય શ્રી રત્નવિજયજી મહારાજને ન્યુમોનિયા તાવ લાગુ પડવાથી આઠ દિવસની બીમારી ભોગવી સં: ૧૯૭૬ ના ફાગણ સુદ ૮ ના રોજ પૂર્ણસમાધિ પૂર્વક કાળધર્મ પામ્યા. આ સમયે આ ચરિત્રનાયક પણ માંદગીમાં હતા, તેઓ બન્નેની વૈયાવચ્ચ શ્રીમોહનલાલજી મહારાજના સંઘાડાના સાધુ પંન્યાસ ખાંતિમુનિજી વિગેરે સાધુઓએ સારી રીતે કરી હતી, અને મહારાજશ્રીની સાથે રહી પાલીતાણે આવતાં સુધી બહુજ સહાય કરી હતી. અન્ય સંઘાડાના સાધુ છતાં આ ગુરૂમહારાજશ્રીની માંદગી વખતે જે વૈયાવચ્ચ ઉત્તમ પ્રકારે ઉઠાવી તે ખરેખરી રીતે ધડો લેવા અને પ્રશંસવા યોગ્ય છે.

સં. ૧૯૭૭ નું ચાતુર્માસ તેમના વૃદ્ધ ગુરૂભાઈ પન્યાસજી સુન્દરવિજયજી સાથે પાલીતાણામાં થયું. આ ચાતુર્માસ બાદ ખદડપર પ્રતિષ્ઠામાં ભાગ લીધો હતો, ત્યાંથી ભાવનગર વડવામાં પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના દર્શનનો તથા વડવાના દેરાસરની પ્રતિષ્ઠાનો લાભ લીધો.

રંઘોળાના ચોમાસા બાદ વિહાર કરી ગામ દેવળીયા, ઉમરાળા થઈ વળા ગામે આવ્યા, ત્યાંથી અમદાવાદના ઝવેરી મોહનલાલ ગોકળદાસે પરિવાર સહિત તેઓશ્રીનો શ્રી સિદ્ધાચલજીનો સંઘ કાઢીને સત્કાર કર્યો. સંઘની સાથે મુનિમહારાજ લબ્ધિવિજયજી તથા તપસ્વીજી અમૃતવિજયજી પન્યાસ શ્રી ધર્મવિજયજી તથા પંન્યાસ ( રાધનપુરી ) ભક્તિવિજયજી મહારાજજી વગેરે ઘણા સાધુઓ તેમજ આશરે શ્રાવક, શ્રાવિકાઓ શુમારે સંખ્યા ૧૦૦૦ ની હતી. તે સંઘે શ્રી પાલીતાણા બહુજ ઠાઠમાઠથી પ્રવેશ કર્યો અને શ્રી આદેશ્વરદાદાજીને વિધિ-

પૂર્વક ભેટયા. ત્યારપછી ચરિત્ર નાયકને ચોમાસાને માટે વળાના સંઘનું તથા સીહોરના સંઘ તરફથી પણ ચોમાસા માટે વિનંતિ થઈ તે વિનંતીને સ્વીકારી સીહોર ગામે પધાર્યા, અને ત્યાંનું ચોમાસું સુખશાતા પૂર્વક કર્યું. તે પછી શરીરશક્તિ ઘટતી જતી હોવાથી અને શ્વાસ ચડતો હતો તેથી વિહાર કરી શકયા નહીં. તેથી ૧૯૮૦-૮૧ નું ચોમાસું ત્યાં થયું. બીજા ચોમાસામાં સારી ધામધુમ થઈ હતી. શ્રી સંઘે ઓચ્છવ કરવા વિચાર કર્યો જેથી સંઘમાંથી નરસીભાઈ ગોવીંદજીએ ખર્ચ એકઠો કર્યો અને સંઘને સોંપ્યો જેથી આસો સુદ ૩ ના દિવસથી આસો વદ ૧ સુધી સમોસરણનો ઓચ્છવ આનંદથી ઉજવ્યો. અને સંઘના આદેશથી શા ગોપાળજી ભાઈચંદ ઓસવાળે નોકારશી જમાડી હતી તે પછી શા નાગરદાસ છગનલાલે મહારાજશ્રીને ચોમાસું બદલાવીને સારો લાભ લીધો હતો. ત્યારબાદ ચરિત્ર નાયકના સદઉપદેશથી વાસા લલ્લુભાઇ પીતાંબરદાસે પોતાના ભત્રીજા કેશરીચંદના લગ્ન પ્રસંગે ધર્મશાળામાં સમોવસરણનો ઓચ્છવ સંવત ૧૯૮૨ ના ફાગણ વદી ૧ ના દીને કર્યો વદ ૯ મે પૂર્ણાહુતિને દિને રથ જાત્રાનો વરઘોડો ચડાવ્યો. તેજ દિવસે નોકારસીનું જમણ આપીને સંઘનો સત્કાર કર્યો હતો. એ પ્રસંગે મુનિરાજશ્રી શોભણવિજયજી મહારાજજીના ગુણયલ શિષ્ય મુનિ શ્રી ગુણવિજયજીનો ઘણા વર્ષે ચરિત્ર નાયકને મેળાપ થવાથી આનંદ થયો હતો.

સં. ૧૯૮૨ ના તેજ અવસરે સમીવાળા શ્રી ૧૦૮ શ્રી પન્યાસજી મહારાજજી ભક્તિવિજયજી ગણી પોતાના શિષ્યોની સાથે પધારી ઓચ્છવનો રંગ વધાર્યો હતો. વળી તેજ દિવસે શ્રી તપસ્વીજી મહારાજ શ્રી પ્રમોદવિજયજી પોતાના તેજથી શાસનની શોભા વધારી હતી પણ શીહોરમાં થયેલું તે ચોમાસામાં ચરિત્ર નાયકનું શરીર શ્વાસ અને ખાંસીના દર્દથી વિશેષ પડતું જોઈ અત્રેના શ્રાવકોએ સારી વૈયાવચ્ચ કરી હતી. આ વર્ષે પજુસણમાં અત્રેના ત્રણ ગચ્છોમાં કાંઈપણ કારણને અંગે જમણવાર વગેરે બંધ થઇ ગયા હતા તેથી મહારાજશ્રીનું મન ઘણું નારાજ થયું, તેવે પ્રસંગે ઉક્ત મહારાજશ્રીના ઉપદેશ આપવાથી સંઘનું

વાતાવરણ સુધરી આવ્યું. અને પ્રથમ અત્રેના રહીશ શા. પરભુદાસ ભાઈચંદની ધર્મપત્ની બાઈ મણી બ્હેને શા. વનમાળી કાનજીની ધર્મપત્ની બ્હેન સમુએ નોકારશીઓ જમાડી હતી અને ગામ વડીયાવાળા સંઘવી કાળા કેશવજીવાળાએ તે પ્રસંગે નોકારશી કરી હતી તે પછી ભાદરવા સુદ ૧ ને દિને શ્રી મહાવીર પ્રભુનો જન્મોત્વનો સમય આવ્યો તે વખતે દેવદ્રવ્યની વૃદ્ધિ પુષ્કળ થઇ હતી કે તેવી કોઈ વખત થઈ નહોતી. આ વર્ષમાં મુરકામાં પ્રતિષ્ઠા પણ કરાવી હતી. સં. ૧૯૮૪ ના ચોમાસામાં મુનિ મહારાજ શ્રી રવિવિજયજી મહારાજ તથા હીરવિજયજી મહારાજ તથા કાન્તિવિજયજી મહારાજ સાથે અત્રે ચાતુરમાસ કર્યું હતું તેઓશ્રી સાથે ચરિત્ર નાયકને બહુજ સારો પ્રેમભાવ વધતો હતો, તેમજ સં. ૧૯૮૫ નું ચાતુરર્માસ સાથે જ થયું હતું સં. ૧૯૮૬ ના ચૈત્ર વદી ૧૩ વાસા લલ્લુભાઈ પીતાંબરદાસે ચરિત્ર નાયકના સદ્‌ઉપદેશથી તેઓશ્રી સાથે તળાજા તીર્થનો સંઘ લઇ જાત્રા કરવા નીકળ્યા હતા. વરલ મુકામેથી પંન્યાસજી મહારાજ શ્રી મોતિવીજયજી વિ. ઠાણા ત્રણ સાથે પધાર્યા હતા. પુજ્ય મુનિ મહારાજ શ્રી રવિવિજયજી તથા હીરવિજયજી તથા કાન્તિવિજયજી મહારાજ પણ સામેલ થયા હતા. સંઘ તળાજા પહોંચતાં ત્યાંના સંઘે સામૈયું કર્યું હતું, તેમજ ત્યાં વૈશાક સુદ ૬ ને દિવસે શ્રીપાર્શ્વનાથ પ્રભુના મંદિરના ઉપરની દેરીમાં શ્રી ચોમુખજી મહારાજની પ્રતિષ્ઠા કરી હતી. સિવાય ગુરૂભક્તિ નિમિત્તે દરેક વર્ષની જેઠ શુદ ૮ રોજ સ્વર્ગવાસી મહાત્માશ્રી વિજયાનંદસૂરીશ્વરજીની જયંતી પણ તેઓશ્રી ઉજવતા હતા.

એકંદરે ગુરૂમહારાજ શ્રી બાળબ્રહ્મચારી, સ્વભાવે શાંત, નિસ્પૃહિ, તેમનો ચારિત્ર આરાધવાનો સતત પ્રેમ વિગેરે ઘણુજ પ્રશંસવા લાયક મુનિના ગુણો છે શરીર સ્થિતિ દિવસાનુદિવસ શિથિલ થતી જતી હોવા છતાં પોતાના સંયમ માર્ગનો સારી રીતે નિર્વાહ કરી રહ્યા છે. આ પ્રમાણે ચરિત્રનાયકનું જીવન અહિં પૂર્ણ થાય છે.



# શ્રી આત્માનંદ પ્રકાશ.

જૈન કોમમાં અતિ ફેલાવા સાથે પ્રખ્યાતિ પામેલું આ માસિક આ સભા તરફથી સત્યાવીશ વર્ષ થયા પ્રતિમાસે પ્રકટ કરવામાં આવે છે. તેમાં આવતા ધાર્મિક, વ્યવહારિક અને નૈતિક સંબંધી ઉત્તમ લેખોથી આપણી કોમમાં પ્રસિદ્ધ થતાં માસિકોમાં તે પ્રથમ પંક્તિ ધરાવે છે. દર વર્ષે તેવા ગ્રાહકોને વાંચનનો બહોળો લાભ આપવા સાથે, વર્ષ પૂર્ણ થતાં પહેલાં નવીન દ્રવ્યાનુયોગ, ઐતિહાસિક વગેરેના વિષયોથી ભરપૂર ઉત્તમ ગ્રંથ સુંદર બાઇન્ડીંગથી અલંકૃત કરી ભેટ આપવામાં આવે છે. એક જ પદ્ધતિએ આવી ભેટનો લાભ દર વર્ષે આ માસિક જ આપે છે. હાલમાં તેનું સત્યાવીશમું વર્ષ ચાલે છે. દરેક માસિક અને પેપરવાળાએ સખ્ત મોંઘવારીના સબબે લવાજમ વધાર્યું, છતાં અમોએ સમાજને ઉદારતાથી વાંચનનો લાભ આપવા પ્રથમ હતું તેજ લવાજમ રાખ્યું છે, અને ભેટની બુક પણ સુંદર આપવાનો ક્રમ ચાલું રાખ્યો છે; તેથી ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે. વળી ગુરૂભક્તિ નિમિત્તે પ્રગટ થતાં આ માસિકની ગ્રાહકોની બહોળી સંખ્યા તેજ તેની ઉત્તમતાનો પુરાવો છે. વાર્ષિક મૂલ્ય રૂા. ૧—૦—૦ પોસ્ટેજ ચાર આના મળી રૂા. ૧-૪-૦ રાખવામાં આવેલ છે. તેના પ્રમાણમાં લાભ વિશેષ છે. નફો જ્ઞાનખાતામાં વપરાય છે. જેથી દરેક જૈન બંધુઓએ તેના ગ્રાહક થઇ અવશ્ય લાભ લેવા જેવું છે.

## શ્રી આત્માનંદ પ્રકાશ માસિકે આપેલી ભેટો.

| વર્ષ. | નામ. | વિષય. |
|---|---|---|
| ૧-૨ | શ્રી નવ તત્ત્વનો સુંદર બોધ. | ભાષાન્તર સાથે. |
| ૩ | શ્રી જીવ વિચાર વૃત્તિ. | ,, |
| ૪ | શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર. | જુદી જુદી હકીકતોનો સંગ્રહ. |
| ૫ | શ્રી દંડક વિચાર વૃત્તિ. | ભાષાન્તર સાથે. |
| ૬ | શ્રી નયમાર્ગ દર્શક. | સાત નયનું સ્વરૂપ. |
| ૭ | શ્રી મોક્ષપદ સોપાન. | ચૌદ ગુણસ્થાનનું સ્વરૂપ. |
| ૮ | શ્રી જૈનતત્ત્વસાર. | તત્ત્વજ્ઞાનનો અપૂર્વ ગ્રંથ. |
| ૯ | શ્રી શ્રાવક કલ્પતરૂ. | શ્રાવકના બાર વ્રતનું સ્વરૂપ. |
| ૧૦ | શ્રી ધ્યાન વિચાર. | ચાર ધ્યાનનું સ્વરૂપ. |
| ૧૧ | શ્રી જંબુસ્વામી ચરિત્ર. | અપૂર્વ ચરિત્ર. |
| ૧૨ | શ્રી જૈન ગ્રંથ ગાઈડ. | જૈન ગ્રંથ માર્ગદર્શક ભોમીયો. |
| ૧૩ | શ્રી ચંપકમાળા ચરિત્ર. | અપૂર્વ સતી ચરિત્ર. |
| ૧૪ | શ્રી અનુયોગ દ્વાર સૂત્ર. | ભાષાન્તર સાથે. |
| ૧૫ | શ્રી ગુરૂગુણમાળા અને સમય સાર પ્રકરણ. | આચાર્યશ્રીના ગુણોનું વર્ણન. |
| ૧૬ | શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ. | અપૂર્વ અધ્યાત્મ ગ્રંથ. |
| ૧૭ | શ્રી દેવભક્તિમાળા | દેવભક્તિનું સ્વરૂપ. |
| ૧૮ | શ્રી ઉપદેશ સપ્તતિકા. | ઉપદેશ સાથે આદર્શ કથાઓ. |
| ૧૯ | શ્રી સંબોધ સપ્તતિકા. | તત્ત્વજ્ઞાનનો ગ્રંથ. |
| ૨૦ | શ્રી સુમુખ નૃપાદિ ધર્મપ્રભાવકોની કથા. | ઉપદેશક કથાઓ. |
| ૨૧-૨૨ | શ્રી આદર્શ જૈન સ્ત્રીરત્નો. | સતી ચરિત્રો. |
| ૨૩-૨૪ | શ્રી ધર્મરત્ન પ્રકરણ. | ભાવ શ્રાવક તથા સાધુનું સ્વરૂપ. |
| ૨૫-૨૬ | શ્રી જૈન નરરત્ન ભામાશાહ (સચિત્ર) | ઐતિહાસિક નવલ કથા. |
| ૨૭-૨૮ | સુકૃત સાગર યાને માંડવગઢનો મહા મંત્રીશ્વર. | એક ઐતિહાસિક કથા સાહિત્ય. |




# સુકૃતસાગર

યાને

## માંડવગઢનો મહા મંત્રીશ્વર.



### ॥ अथ प्रथम तरंग ॥ १.




પલ્લવ ( નવાંકુર ), કેસરા, પાદડા અને ભમરાઓવડે મનોહર દેખાતા કલ્પવૃક્ષોની જેમ પાચ[1] પરમેષ્ટીઓ તમારૂ ઇચ્છિત કરો.

હું ધારૂં છું કે—પોતાને નમસ્કાર કરતા મનુષ્યોને વિદ્યાનાં બીજ આપવા માટે તૈયાર થયેલી જે સરસ્વતી દેવી પોતાના હાથમાં અક્ષમાળા ( નવકારવાળી ) ના મિષથી તે વિદ્યાનાં બીજને જ ધારણ કરે છે, તે સરસ્વતી દેવી અમારૂં રક્ષણ કરો.

---

૧ જેમ કલ્પવૃક્ષ પુષ્પાદિક પાંચ અવયવવડે શોભે છે, તેમ અહીં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાચ અવયવવડે પરમેષ્ઠી પદ શોભે છે એમ જાણવું.

**શ્રી સોમસુંદર** નામના આચાર્યની પાટરૂપી ઉદયાચળ પર્વત ઉપર સૂર્યની જેવા તેજસ્વી **શ્રીરત્નશેખર** નામના આચાર્ય જયવંત વર્તે છે—શોભે છે. શિષ્યોના હૃદયરૂપી સુંદર પેટીઓને ઉઘાડવાની નિપુણતાને ધારણ કરનારી **શ્રીનંદિરત્ન** નામના ગુરૂની વાણી સરલ કુંચીની જેવી શોભે છે તે [1]આશ્ચર્ય છે.

મનુષ્યોનો અલંકાર લક્ષ્મી છે, અને લક્ષ્મીનો અલંકાર દાન છે. તે દાન જો પાત્રને વિષે અપાયું હોય તો તે અનંત ફળને આપનારૂં થાય છે. તે વિષે કહ્યું છે કે—

"गात्रे धनं योजयते विमुग्धः, पात्रे धनं योजयते विदग्धः ।
गात्रेण पात्रेण न भुक्तदत्तं, खात्रेण तद्याति जडस्य वित्तम् ॥१॥"

મૂઢ માણસ પોતાના શરીરના ઉપભોગમાં ધનનો વ્યય કરે છે. અને ચતુર પુરૂષ પાત્રને વિષે ધનનો વ્યય કરે છે. શરીર વડે જેનો ઉપભોગ કરવામાં ન આવે અને પાત્રને વિષે જેનું દાન દેવામાં ન આવે, તેવું જડ પુરૂષનું ધન ખાત્રવડે જાય છે–ચોર વિગેરે લુંટી જાય છે."

પાત્રના ગુણે કરીને રહિત એવી ગણિકા પણ નામ માત્રથી પાત્ર કહેવાય છે, પરંતુ જે નામ પ્રમાણે ગુણવાન હોય તેને જ સત્પુરૂષોએ પાત્ર કહ્યું છે. પાત્ર શબ્દનો અર્થ આ પ્રમાણે કહેલો છે.

"पाकारेणोच्यते पापं, त्रकारस्त्राण वाचकः ।
अक्षरद्वयसंयोगे, पात्रमाहुर्मनीषिनः ॥ २ ॥"

'પા' એવા અક્ષરે કરીને પાપ કહેવાય છે, અને 'ત્ર' એ અક્ષર ત્રાણ એટલે રક્ષણને કહેનારો છે, આ ( પા–ત્ર ) બે અક્ષર ભેગા થવાથી પાત્ર શબ્દ બને છે એમ પંડિતો કહે છે. ( પાપથી જે રક્ષણ કરે તે પાત્ર કહેવાય છે. )

---

[1] વાણી કુંચીથી જ પેટી વિગેરે ઉઘડી શકે છે, છતા અહીં ગુરૂની વાણી સરલ હોવાથી કુંચીને સરલ કહી છે તે આશ્ચર્ય છે.

પંડિત પુરૂષો પાત્રના બે પ્રકાર કહે છે—સ્થાવર પાત્ર અને જંગમ પાત્ર. તેમાં પુણ્યને માટે જે પ્રાસાદ-ચૈત્ય અને પ્રતિમા વિગેરે કરાવવું તે સ્થાવરપાત્ર કહેવાય છે, અને જે અધિક જ્ઞાનવાન હોય, તપવડે કૃશ થયેલ હોય, મમતા રહિત હોય, અહંકાર રહિત હોય તથા સ્વાધ્યાય અને બ્રહ્મચર્ય વિગેરેથી યુક્ત હોય તે જંગમ પાત્ર કહેવાય છે. જે લક્ષ્મી સંસારરૂપી સમુદ્રને તારવામાં વહાણ સમાન અરિહંત વિગેરે પાત્રને વિષે કૃતાર્થ કરવામાં ન આવે તે લક્ષ્મીને અલક્ષ્મી ( અળસ ) જ માનેલી છે. કહ્યું છે કે—

शस्यश्रीभोगकृद्दानं, सर्वं जीमूतवारिवत् ।
परं सत्पात्रदानं स्यात्स्वात्यम्भ इव मौक्तिकम् ॥ ३ ॥

જેમ સર્વ પ્રકારનું મેઘનું જળ ધાન્યની સંપત્તિને કરનારૂં છે, તેમ સર્વ પ્રકારનું દાન ભોગ લક્ષ્મીને આપનારૂં છે. પરંતુ સ્વાતિ નક્ષત્રનું જળ જેમ મૌક્તિક ( મોતી ) રૂપ થાય છે, તેમ સત્પાત્રમાં આપેલું દાન મૌક્તિકને ( મોક્ષને ) આપનારૂં થાય છે.

સાત ક્ષેત્રમાં ધનરૂપી બીજને વાવી શ્રદ્ધારૂપી જળવડે તેને વૃદ્ધિ પમાડી નિયાણાદિક રૂપ ઇતિ [1] રહિત કરવામાં આવે તો તે ધનરૂપી [2]બીજશસ્યફળને આપનારૂં થાય છે; તેથી કરીને અનેક રાજાઓનાં ચરિત્રોરૂપી ઉજ્વળ મોતીવાળા અને સારા ક્ષેત્રમાં ધનની વૃષ્ટિ કરવાના કારણરૂપ [3]સુકૃત-સાગર નામના ગ્રંથને હું કરૂં છું.



૧ ઉંદર, તીડ વિગેરેનો ઉપદ્રવ. ૨ ધાનરૂપી ફળને તથા વખાણવા લાયક મોક્ષરૂપ ફળને. ૩ પુણ્યરૂપી સમુદ્ર.



# ચરિત્રારંભ.



આ ભવા દેશના એક વિભાગરૂપ નમ્યાટ નામનો દેશ છે, તે સ્વર્ગની રમણીયતાના આડંબરને જીતનાર છે, તથા તેમાં રહેનારા લોકો અખંડ સુખને ભોગવે છે. તે દેશમાં શત્રુ રાજાઓથી ન જોઇ શકાય તેવી નાંદુરી નામની નગરી છે, તે નગરીની ફરતો રહેલો કિલ્લો લક્ષ્મીના નિધાનની રક્ષા કરવામાં સર્પ જેવો શોભે છે. ત્યાં નમ્યાર નામનો દેશ, નાંદુરી નગરી, નેમિનાથનુ ચૈત્ય, નારાયણ નામનો મંત્રી, નાગિણી નામની ગણિકા, નાગ નામનો શ્રેષ્ઠી અને નગાર્જુન નામનો યોગી વિગેરે ઘણા નકારો છતાં પણ ત્યાંના લોકોના મુખમાં કદાપિ દાન દેવાના વિષયનો નકાર હતો નહીં, તે નગરીમાં ઊકેશ નામના વંશમાં મોતી સમાન શ્રીપદ્મ નામના શ્રેષ્ઠીના કુળમાં ઉત્પન્ન થયેલો દેદ નામનો વણિક હતો, પરંતુ તે દારિદ્રયનું ઘર હતો. કહ્યું છે કે—

" चन्द्रे लाञ्छनता धने चपलता क्षारं जलं सागरे,  
सर्पाश्चन्दनपादपेषु विरहः प्रेमास्पदे मानुषे ।  
पुंरत्नेषु जरा सुरेषु पतनं विद्वत्सु दारिद्र्यमि-  
त्येवं सर्वमकारि दूषणपदं सद्वस्तु दुर्वेधसा ॥४॥ "

" દુષ્ટ વિધાતાએ ચંદ્રને વિષે લાંછન કર્યું છે, લક્ષ્મીને વિષે ચપળતા કરી છે, સમુદ્રને વિષે ખારૂં પાણી કર્યું છે, ચંદનના વૃક્ષો ઉપર સર્પો રાખ્યા છે, પ્રેમી જનને વિષે વિયોગ કર્યો છે, નરરત્નોને વિષે વૃદ્ધાવસ્થા કરી છે, દેવોનું પણ પતન-ચ્યવન કર્યું છે, અને વિદ્વાનોમાં દારિદ્રય મૂક્યું છે, આ રીતે સર્વ ઉત્તમ વસ્તુને દૂષણનું સ્થાનરૂપ બનાવી છે. "

તે દેદ વણિક વ્યાજે ધન લઇને પાછું આપવાની શક્તિ નહીં હોવાથી લેણદારોના ભયને લીધે એકદા અરણ્યમાં ગયો. કહ્યું છે કે—

" प्रासादे शयनं विकालमशनं मिथ्यार्थसंदर्शनं,
स्वम्यापह्नवनं निशासु गमनं भट्टैश्च संतापनम् ।
संबाधानयनं सचाटु वचनं माहात्म्यनिर्वासनं,
यद्याकर्षसि दुःखकारणमृणं तत्पूर्वमेतत्पठ ॥५॥"

" યક્ષાદિકના ચૈત્યમાં શયન કરવું, અવસર વિના ભોજન કરવું, મિથ્યા અર્થનું કહેવું. પોતે છુપાઇ જવું, રાત્રિમાં ગમન કરવું, ભાટ ચારણોના વચન સાંભળી સંતાપ-ખેદ પામવો, સંકટમાં પડવું, ખુશામતનાં વચન બોલવાં, અને પોતાના માહાત્મ્યને (માનને) દૂર દેશ કાઢી મૂકવું. આ સર્વ પાઠોને જો દુઃખના કારણરૂપ દેણાને કાઢવાની ઇચ્છા હોય તો તારે પ્રથમથી જ ભણવાના છે."

એકદા ભોજ રાજાએ નવા ખોદાવેલા સરોવરમાં ભૂષણોથી ભૂષિત એક મસ્તક પ્રગટ થયું હતું, તેણે " કોણ જીવે છે ( કોને જીવતો કહેવો ) ? " એમ ત્રણ વાર પૂછ્યું, ત્યારે **ધનપાળ** કવિએ તેના ઉત્તરમાં કહ્યું હતું કે—" હે જળચર ! જેને ઘેર પાંચમે કે છઠે દિવસે શાક રંધાતું હોય, તથા જે પુરૂષ દેવાદાર ન હોય, અને પ્રવાસી ન હોય, તે પુરૂષ જ જીવે છે ( તેવા પુરૂષને જ જીવતો જાણવો ). "

તે દેદ વણિકે તે વનમાં નગાર્જુન નામના યોગીને જોયો. તે યોગી ઉત્તમ વર્ણવાળા સુવર્ણ અને રૂપાને બનાવવામાં સમર્થ હતો, તેમજ આકર્ષણ, વશીકરણ અને કામણ વિગેરે વિદ્યાનું ઘર હતો, તે પદ્માસને બેઠેલો હતો, તેણે સ્ફટિક મણિનાં કુંડળ પહેર્યાં હતાં, તેની પાસે સુવર્ણનો દંડ હતો, અને તેણે આખા શરીરે ભસ્મ ચોળી હતી. આવા તે વિદ્યાસિદ્ધ પુરૂષને જોઇને તે દેદ વણિકે પોતાનું દારિદ્રય નષ્ટ થયું માન્યું, અને મેઘને જોઇને મયુર આનંદ પામે તેમ તે આનંદથી પુષ્ટ થયો. કહ્યું છે કે—

" देवाण घरं सिद्धाण, दंसणं गुरुनरिंदसम्माणं ।
नट्ठधणस्स य लाहं, पुण्णेहि विणा न पावंति ॥ ६ ॥

"દેવોનું વરદાન, સિદ્ધ પુરૂષોનું દર્શન, ગુરૂજન અને સજ્જનનું સન્માન તથા નષ્ટ થયેલા ધનની પ્રાપ્તિ, આ સર્વ વસ્તુ પુણ્ય વિના મળી શકિત નથી."

લેણદારોના ભયથી તે દેદ નગરીમાં ગયો નહીં, તેથી ભોજન કર્યા વિના જ તેણે યોગીંદ્રની સેવા કરતાં ત્રણ દિવસ નિર્ગમન કર્યા. તે વખતે તે દરિદ્રીએ આહારનો ત્યાગ કરી થોડી પણ પ્રશસ્ત સેવા કરી તેથી તે યોગીંદ્રનું મન તેના પર પ્રસન્ન થયું. કહ્યું છે કે—

"कृतज्ञा नेत्रसुरभिसुक्षेत्रावनिशुक्तिभाः ।
शैलदेहोषरव्यालतुल्यास्तु कृतघातिनः ॥ ७ ॥"

"નેત્ર, ગાય, સારા ખેતરની પૃથ્વી અને શુકતી (છીપ) જેવા મનુષ્યો કૃતજ્ઞ એટલે કરેલાં ગુણને જાણનારા હોય છે, તથા પર્વત, શરીર, ઉખર ભૂમિ અને સર્પની જેવા મનુષ્યો કૃતઘ્ની એટલે કરેલા ગુણનો ઘાત (વિનાશ) કરનારા હોય છે."

તે દેદને કૃપા કરવા યોગ્ય જાણીને યોગીંદ્રે કહ્યું કે—"હે વત્સ ! તું કેમ ભોજન કરતો નથી ?" ત્યારે તેણે પોતાનું સત્ય કારણ તેની પાસે નિવેદન કર્યું. કેમકે આવા યોગી પાસે અસત્ય બોલવું યોગ્ય નથી, કહ્યું છે કે—

"सत्यं मित्रैः प्रियं स्त्रीभिरमत्यं द्विषता सह ।
सत्यं प्रियं च पथ्यं च, वक्तव्यं स्वामिना समम् ॥८॥"

"મિત્રની પાસે સત્ય બોલવું જોઇએ. સ્ત્રીઓની પાસે પ્રિય વચન બોલવું જોઇએ, શત્રુની પાસે જુઠું બોલવું યોગ્ય છે, તથા સ્વામીની પાસે સત્ય, પ્રિય અને હિતકારક વચન બોલવું યોગ્ય છે."

તે સાંભળી શકિતમાન યોગીએ તત્કાળ હુંકાર શબ્દ કરીને ઘણા ખાંડ અને ઘી સહિત ખીરનો ભરેલો એક થાળ આકાશ માર્ગે મંગાવ્યો, અને તેને કહ્યું કે—તું આ ભોજન કર." ત્યારે દંભ-કપટ રહિત તે વણિકે કહ્યું કે—"તમે મંગાવેલા અજાણ્યા ઘરના આહારને હું નહીં કરૂં. કેમકે સત્પુરૂષો મોટા સંકટમાં પડેલા હોય તો

પણ તે પોતાના આચારનો ત્યાગ કરતા નથી. છેદ અને ઘસવાનું કષ્ટ પામ્યા છતાં પણ ચંદન સુંદર સુગંધને જ મૂકે છે." તે સાંભળી "કોના ઘરથી આ ખીર લાવ્યો છે?" એમ તે યોગીના પૂછવાથી તેના ચાકરે તેને અમુક ઘરથી લાવ્યાનું કહ્યું, એટલે તે યોગીએ તે વણિકને કહ્યું કે—"આ ખીર નાંદુરી નગરીમાં રહેનાર નાગ નામના શ્રેષ્ઠીની ગોત્રદેવીની પાસે ધરેલી હતી તે આણી છે, તેથી તું ખા." તે સાંભળી તે વણિક તે ભોજન કરી તૃપ્ત થયો. પછી કુલ અને આચાર વિગેરે ગુણોથી લાયક એવા તે દેદને સુવર્ણસિદ્ધિનો આમ્નાય આપવાની યોગીને ઇચ્છા થઇ. કહ્યું છે કે—

"आमे घडे निहित्तं, जहा जलं तं घडं विणासेइ ।
इय सिद्धंतरहस्सं, अप्पाहारं विणासेइ ॥ ९ ॥"

"જેમ કાચા માટીના ઘડામાં નાંખેલું પાણી તે ઘડાનો વિનાશ કરે છે, તેજ પ્રમાણે અલ્પ આધારમાં એટલે અયોગ્ય પાત્રમાં નાંખેલું સિદ્ધાંતનું રહસ્ય તેનો નાશ કરે છે."

सर्वत्रोपचिकीर्षा, महतां खलु सा च युज्यते स्थाने ।
पर्जन्योऽप्यभिवर्षति, मरुस्थले शिथिलनिर्बन्धः ॥ १० ॥

"મહાપુરૂષોને સર્વત્ર ઉપકાર કરવાની ઇચ્છા હોય છે, પરંતુ તે ઇચ્છા પાત્રને વિષે કરવી યોગ્ય છે. મેઘ પણ [1]મરૂભૂમિને વિષે વૃષ્ટિ કરે છે પણ તેમાં તેનો શિથિલ આદર હોય છે."

ત્યાર પછી દયાના સાગરરૂપ તે યોગીંદ્રે દેદને કહ્યું કે—"જો તું મારૂં કહેવું કરે તો હું તારા ઉપર એક ઉપકાર કરૂં." ત્યારે તે વણિક નમન કરીને બોલ્યો કે—"હે પૂજ્ય! આવું વચન તમે કેમ બોલો છો? ઇંદ્ર પણ તમારા વચનને ઉલ્લંઘન કરવા શક્તિમાન નથી, તો મારા જેવો મનુષ્ય કઇ ગણતરીમાં છે? પુણ્યથી પામી શકાય એવા તમારા વચનને હું મારા અંતઃકરણરૂપી ઘરની અંદર રાખીને ઇષ્ટ વસ્તુને આપનાર ચિંતામણિ રત્નની જેમ તેનું નિરંતર આરાધન

[1] મારવાડની ભૂમિ.

કરીશ." ત્યારે યોગીએ કહ્યું કે—"તું યોગ્ય હોવાથી તને હું સુવર્ણસિદ્ધિ આપવા ઇચ્છું છું, તે પામ્યા પછી તારે કોઇ પણ યાચકને નકાર કરવો નહીં. કેમકે વણિક જાતિ હમેશાં લોભી જ હોય છે, તેથી તે કોઇને એક કોડી પણ આપતો નથી. તેવા અદાતારને સુવર્ણસિદ્ધિ આપ્યાનું શું ફળ ? કહ્યું છે કે—

> देशाधीशो ग्राममेकं ददाति, ग्रामाधीशः क्षेत्रमेकं ददाति।
> क्षेत्राधीशः प्रस्थमेकं प्रदत्ते, नन्दस्तुष्टो हस्ततालीं ददाति ॥११॥

"દેશનો સ્વામી જેનાપર તુષ્ટ થાય તેને એક ગામ આપી દે છે, ગામનો સ્વામી તુષ્ટ થાય તો એક ખેતર આપે છે, ખેતરનો સ્વામી તુષ્ટ થાય તો એક પ્રસ્થ પ્રમાણ અનાજ આપે છે, અને વણિક તુષ્ટમાન થાય તો માત્ર હાથની તાળી જ આપે છે. (કાંઇ પણ આપતો નથી.)"

પછી તેનું વચન તે વણિકે અંગીકાર કર્યું, ત્યારે દારિદ્રરૂપી લતામંડપને ભાંગવામાં મોટા હસ્તી સમાન તે યોગીએ વનમાં રહેલી રૂદંતી વિગેરે ઔષધીઓ તેને સ્પષ્ટ રીતે ઓળખાવી. પછી તે ઔષધીઓનો રસ કઢાવી તેમાં અર્ધ પ્રમાણ પારો મેળવ્યો. તેને લોઢાના પતરાંપર લેપ કરાવી તે પતરાં અગ્નિમાં નંખાવ્યાં. તે વખતે તે સાડાસોળ વલ્લું સુવર્ણ બની ગયું. પછી તેની ખાત્રીને માટે તે યોગીએ તેની જ પાસે ફરીથી એક વાર સુવર્ણ કરાવ્યું, તે વખતે તે તાપમાં નાંખવાથી રક્ત, છેદ કરે તો ઉજ્વળ અને કસોટી પર ચડાવે તો ચંપક જેવું મનોહર એવું તે સુવર્ણ કોમળ, વજનમાં ભારે અને સ્નેહવાળું—ચકચકિત એમ સર્વ લક્ષણોથી યુક્ત થયું. તેમ જ તે વણિકના મોટા પુણ્યને લીધે તેની સુવર્ણસિદ્ધિ અધિક સ્ફુરાયમાન થઇ દૈવની અનુકૂળતા હોય તો શું શું સિદ્ધ ન થાય ? ત્યાર પછી આનંદથી પુષ્ટ થયેલા તે દેદને યોગીએ રજા આપી, એટલે તે પોતાના ઘર તરફ જતો આ પ્રમાણે માર્ગમાં વિચાર કરવા લાગ્યો.—"જો આવા મનુષ્યો પણ પૃથ્વીપર દેખાય છે, તો જે લોકમાં કહેવાય છે કે 'बहुरत्ना वसुन्धरा—પૃથ્વીપર ઘણા રત્નો છે.' તે વાત સત્ય જ છે. વળી—

" गत्वान्तर्दशनं तनोति शुचितां गोमुख्यकुक्षिस्थितं,
दुग्धीभूय जगद्धिनोति नयति ध्वंसं क्षुधं पाशवीम् ।
शीताद्यं दलयत्ययत्यरिगणात् प्राणान् परार्थोद्यतं,
यद्येवं तृणमप्यहो ननु तदा वाच्यः किमीदृग्जनः ? ॥"

" તૃણને દાંતની વચ્ચે નાંખવાથી તે દાંતની શુદ્ધિ કરે છે, ગાય વિગેરેના પેટમાં જવાંથી તે દૂધરૂપ થઇને જગતના પ્રાણીઓને આનંદ પમાડે છે, પશુઓની ક્ષુધાનો નાશ કરે છે, ટાઢને દળી નાંખે છે, અને મુખમાં લેવાથી તે શત્રુઓથી પ્રાણોનું રક્ષણ કરે છે, આ પ્રમાણે જો તૃણ પણ પરોપકાર કરવામાં તત્પર છે, તો આવો ઉત્તમ પુરૂષ પરોપકારમાં તત્પર હોય તેમાં શું કહેવુ ? "

ખરેખર વિધાતાએ કૃપા, ઉપકાર અને શીલ વિગેરે ગુણોરૂપી વિકસ્વર પલ્લવવાળી ભદ્રકતા નામની લતા આ યોગીરૂપી યોગ્ય પાત્રમાં ધારણ કરી છે-સ્થાપન કરી છે. કહ્યું છે કે—

" इह भरहे के वि जिआ, मिच्छद्दिट्ठी वि भद्दया भावा ।
ते मरिऊणं नवमे, वरिसे होहिंति केवलिणो ॥ १२ ॥

" આ ભરતક્ષેત્રમાં કોઇક જીવો મિથ્યાદષ્ટિ છતાં પણ ભદ્રકપણાને લીધે મર્યા પછી મનુષ્ય થઇને નવમે વર્ષે કેવળી થાય છે. ( એટલે કે આઠમે વર્ષે દીક્ષા લઇ નવમે વર્ષે કેવલજ્ઞાન પામી શકે છે. ) "

હે સભાજનો ! આ એક કૌતુકની વાત સાંભળો, કે ગંભીર અને ધીરબુદ્ધિવાળા આ દેદ વણિકે સ્વર્ણ (સુવર્ણ) કરતાં છતાં પણ દારિદ્રયની સાથે સ્વર્ણ ( પોતાના દેણા ) ને છેદી નાંખ્યું. જેમ સુગંધથી કસ્તુરી જાણવામાં આવે છે તેમ તે દેદના વિલાસથી તેની પાસે લક્ષ્મી છે એમ જાણવામાં આવતાં લોકો બોલવા લાગ્યા કે-"ખરેખર આને કોઇ પણ ઠેકાણે મોટું નિધાન પ્રાપ્ત થયું છે." આ વાત અસત્ય છતાં પણ કોઇ માણસે રાજાની પાસે કહી; કેમકે દુનિયામાં

જિનેશ્વરના પણ દ્વેષી હોય છે, તો પછી બીજા સામાન્ય મનુષ્યોના દ્વેષી કેમ ન હોય ? તે સાંભળી બીજાનું ધન ગ્રહણ કરવામાં ચતુર એવા રાજાએ પોતાના ચાર સેવકોને ' દેદ નામના વણિકને જલદી શોધીને લાવો ' એમ કહીને મોકલ્યા. અહીં દેદ પોતાને ઘેર જેટલામાં જમવા બેસતો હતો તેટલામાં તે ચારે રાજ સેવકો આવી ભોજન કર્યા વિના જ તેને રાજા પાસે લઈ ગયા. રાજાએ તેને પૂછયું કે—"હે દેદ ! લોકો કહે છે કે તને નિધાન પ્રાપ્ત થયું છે તે વાત સત્ય છે કે અસત્ય છે ? " દેદ બોલ્યો કે—" હે સ્વામી ! સાંભળેલી વાતને જ સત્ય ન માનો. મનમાં વિચાર કરો. મારૂં એવું ભાગ્ય કયાંથી હોય કે જેથી નિધાન પ્રાપ્ત થાય ? કહ્યું છે કે—

" मा होह सुअग्गाही, मा पत्तिह जं न दिट्ठिपच्चक्खं ।
पच्चक्खे वि हु दिट्ठे, जुत्ताजुत्तं विआरिज्जा ॥ १३ ॥ "

" સાંભળવા માત્રથી જ સત્ય માનનાર થવું નહી, જે દૃષ્ટિને પ્રત્યક્ષ થયું ન હોય તેના ઉપર વિશ્વાસ રાખવો નહીં, પ્રત્યક્ષ જોયું હોય તો પણ યુક્ત અને અયુક્તનો વિચાર કરવો. "

તે સાભળી રાજાએ કહ્યું—" હે માયાવી ! કપટનો ત્યાગ કરી સત્ય વાત કહે. હું વણિકનાં સર્વ ચરિત્રો જાણું છું. તે આ પ્રમાણે—

" श्रुत्वा दुर्वाक्यमुच्चैर्हसति मुपति च स्वीयमानेन लोकं,
द्रव्यं गृह्णाति पण्यं बहुकमिति वदन्नर्धमेव प्रदत्ते ।
स्वीयान्यायेऽपि पूर्वं व्रजति नृपगृहं लेख्यके कूटकारी,
मध्ये सिंहप्रतापः प्रकटमृगमुखः स्याद्वणिक्कूटप्रष्ठः॥१४॥

" માયા કપટમાં હુશિયાર એવો વણિક કોઇનું દુર્વચન સાંભળીને ઉંચે સ્વરે હસે છે, પોતાના મનવડે લોકને લુંટે છે,લેવાની વસ્તુ પૂર્ણ ગ્રહણ કરે છે,આપતી વખતે ઘણી આપું છું, એમ કહીને અર્ધી વસ્તુ જ આપે છે, પોતાનો અન્યાય હોય તોપણ પહેલો રાજદ્વારમાં ફરીયાદ કરવા જાય છે, ચોપડામાં ખોટાં નામાં લખે છે, હૃદયમાં સિંહની જેવો પ્રતાપી હોય છે, અને બહારથી મૃગની જેવા ગરીબડા મુખવાળો હોય છે." તથા—

" प्रत्यक्षार्पित वस्तुसंशयकरो गूढार्पितापह्नवं,
कर्ता लाभगृहास्तिमुख्यमसकृत्पृष्टोऽपि नो जल्पति।
लोभित्वाज्जठरेऽपि वञ्चनपरो वक्ति व्ययं स्वल्पम-
प्यस्वल्पं भृशभीरुपु प्रथम इत्यादिस्वरूपो वणिक् ॥ १५ ॥

"વણિકને પ્રત્યક્ષ રીતે વસ્તુ આપી હોય તો પણ તે સંશય કરે છે, ગુપ્ત રીતે આપી હોય તો અવશ્ય ઓળવે જ છે, તેને કોઇએ લાભ, ઘર કે કોઇ વસ્તુનું હોવાપણું વિગેરે વિષે વારંવાર પૂછયું હોય તોપણ તે તેને જવાબ આપતો નથી, તે લોભી હોવાથી પોતાના ઉદરને પણ ઠગે છે, તે પોતાના થોડા ખર્ચને પણ ઘણો ખર્ચ કહે છે, તથા અત્યંત ભીરૂ મનુષ્યોને વિષે તે પ્રથમ જ હોય છે. આવા પ્રકારનો વણિક હોય છે."

તે સાંભળીને દેદ બોલ્યો કે–બૃહસ્પતિના મિત્રરૂપ તમારે વિષે કયા વિષયનું જ્ઞાન નથી? (તમે સર્વ જાણો જ છો.) પરંતુ હું જે કહું છું તે સત્ય જ કહું છું. જો મને નિધાન પ્રાપ્ત થયું હોય તો હું તમારા ચરણનો સ્પર્શ કરૂં છું. (તમારા ચરણનો સ્પર્શ કરીને હું કહું છું કે મને નિધાન પ્રાપ્ત થયું નથી.) પરંતુ મેં તો વેપાર વિગેરે વડે ધન ઉપાર્જન કર્યું છે, તેમાં બીજા લોકો મારા ઉપર ઇર્ષ્યાવાળા થયા છે." આ પ્રમાણે તેના સોગંદથી પણ રાજાને તેના પર વિશ્વાસ ન આવ્યો, ત્યારે દંડ કરવાની ઇચ્છાવાળા રાજાને જાણી તે દેદ ક્રોધથી બોલ્યો કે—"હે રાજા! હું ધારૂં છું કે નિધાનની પ્રાપ્તિના મિષથી તમે મારી લક્ષ્મી લઇ લેવા ઇચ્છો છો, પરંતુ આ પ્રમાણે તો હું એક કાણી કોડી પણ આપી શકીશ નહીં, પણ સ્વામીપણાને લીધે તમારી ઇચ્છામાં આવે તેમ કરો." આ પ્રમાણે દૃઢ હઠવાળા દેદે કહ્યું, ત્યારે રાજા ક્રોધવડે રક્ત થયો. તે વખતે દેદની શ્રેષ્ઠ ભાર્યાએ દેદને ભોજન કરવા બોલાવવા માટે પોતાના ઘરના માણસને (ચાકરને) મોકલ્યો. તે માણસ સાહસિક એવા તે દેદ વણિકની પાસે આવ્યો, અને તેને જમવા બોલાવ્યો. ત્યારેતે ધૂર્ત વણિક બોલ્યો કે— "તું ઘેર જઇને કહેજે કે આજે મારા મસ્તકમાં ઘણી પીડા થાય છે, તેથી

આજે મારા ભોજનમાં સંશય છે ( આજે હું જમી શકીશ કે નહીં તેની શંકા છે). પરંતુ તારે શીઘ્રપણે નસ્ય કરવો." આ પ્રમાણે પ્રાકૃત ભાષાવડે શ્લિષ્ટ અર્થવાળું વચન તેણે કહ્યું, તેને (તેના અર્થને) રાજા વિગેરે કોઇ પણ જાણી શક્યા નહીં. મૂર્ખ માણસ પણ ધનવાન થઇ શકે છે, પરંતુ જ્ઞાનવાન થવું અત્યંત દુર્લભ છે. કેમકે ધર્મરાજાની સભામાં ગુરૂ મહારાજાએ આમ્રરાજાનું આગમન શ્લેષ અર્થથી કહ્યું હતું, તેનો અર્થ ધર્મ રાજા સમજી શક્યો નહતો. ત્યારપછી તે માણસે ઘેર જઇને તે દેદનું કહેલું વચન કહ્યું, ત્યારે તે સાંભળી તેની ચતુર ભાર્યાએ જાણ્યું કે—" મારા પતિ દેદને રાજાએ રૂંધ્યો છે. " ત્યાર પછી તેણીએ ઘણા મૂલ્યવાળી ઘરની સર્વ વસ્તુઓ કાઢી તેની પોટલી બાંધી હાથમાં લઇ ચપળ એવી તે ત્યાંથી નાશી ગઇ.

અહીં રાજા તે દેદ ઉપર અત્યંત કોપ પામ્યો, તેથી તેણે ખડખડના શબ્દવડે જાણે કે તે દેદને હઠથી વારતા હોય (હઠ કરવાની ના પાડતા હોય એવા લોઢાના બંધનો વડે તે દેદને કંઠ સુધી ભારી દીધો, અને તેને કેદખાનામાં નાંખ્યો. પછી રાજાએ ક્રોધથી પોતાના કઠોર સેવકોને તેનું ઘર લુંટવા મોકલ્યા. તેઓ તેને ઘેર ગયા, તે વખતે જાણે કે દારિદ્રયનું મૂર્તિમાન શરીર હોય અથવા તેનું ક્રીડા ઘર હોય એવું તે ઘર અત્યંત લક્ષ્મી રહિત જોયું. તેથી ઉપયોગમાં આવે તેવું ધન પ્રાપ્ત ન થવાથી નિરાશ થએલા તેઓ તેના ઘરને સીલ કરી રાજા પાસે ગયા અને તેને તે વૃત્તાન્ત કહ્યો. કેદખાનામાં રહેલા દેદે વિચાર કર્યો કે—"મારાપર રાજા એટલો બધો ગુસ્સે થયો છે કે જેથી તે મારી પાંચે અંગની (પ્રકારની) સંપદા લઇ લેશે. સંપદાના પ્રકાર આ પ્રમાણે કહ્યા છેઃ—

"धनकणकाञ्चन परिजन-तनुरूपाऽऽह्येषु पञ्चधा लक्ष्मीः।
सैव गजभूमिसहिता सप्ताङ्गा भूभृतां भवति ॥ १६॥"

ધનિક જનોને ધન, ધાન્ય, સુવર્ણ, પરિવાર અને શરીરરૂપ પાંચ પ્રકારની લક્ષ્મી હોય છે, તથા હાથી અને પૃથ્વી સહિત તે પાંચે મળીને રાજાની સાત પ્રકારની લક્ષ્મી હોય છે. "

તેથી કરીને આ ભવ અને પરભવમાં મોક્ષના કારણભૂત શ્રી સ્તંભન પાર્શ્વનાથ સ્વામીનું હું શરણુ કરૂં છું." આ પ્રમાણે ધ્યાન કરીને તે દેદ મંદસ્વરે બોલ્યો કે—"હે પાર્શ્વ પ્રભુ ! તમારા નામ, પ્રતિમાનો પથ્થર, સ્નાત્રનું જળ અને પૂજાના પુષ્પો વિગેરે સર્વ વસ્તુઓ તમને પામીને વાંછિત આપનારી થાય છે, તો તમારા મહિમાની હું શી સ્તુતિ કરૂં ? હે પ્રભુ ! મેં જે આ હઠ આરંભ્યો છે, તે તમારા જ બળથી આરંભ્યો છે, કેમકે પાડો જે મદોન્મત્ત થાય છે, તે દૂધનું પાન કરવાથી જ થાય છે, તેથી કરીને પીડા પામતા પ્રાણીઓને પિતાના ઘરરૂપ અને પ્રણામ કરનારા પ્રાણીઓને ભોગ અને મુક્તિને આપનારા એવા હે સ્તંભન તીર્થના સ્વામી શ્રી પાર્શ્વનાથ પ્રભુ ! જો તમારી કૃપાવડે ધનના ખર્ચ વિના હું આ વિકટ સંકટથી છુટીશ, તો તમારા સર્વ અંગે સુવર્ણના ભૂષણોથી પૂજા કરીશ." આ પ્રમાણે શ્રી સ્તંભન પાર્શ્વનાથની માનતા માનીને તે ઉપસર્ગહર સ્તોત્રનું ધ્યાન કરતો રાત્રે સુતો. તેણે તે વખતે મન, વચન અને કાયાની એકાગ્રતાથી જિનેશ્વરનું જે ધ્યાન કર્યું તે ધ્યાન જો આ ભવની આશંસા રહિત કર્યું હોત તો તે મુક્તિને જ પામત. ત્યાર પછી રાત્રિના છેલ્લા પહોરે ઘણું અંધારૂં હતું ત્યારે તે દેદ નિદ્રા રહિત થયો, તે વખતે તેણે અકસ્માત્ પોતાની પાસે રહેલા એક સુભટને જોયો. તેણે રાતા રત્નનો મુગટ પહેર્યો હતો તેથી તેના તેજવડે તે સ્પષ્ટ દેખાતો હતો. તેની છાતી વિશાળ હતી, તેનો વૃષભ જેવો સ્કંધ હતો, તેની ભુજાઓ ઢીંચણ સુધી લાંબી હતી, તેણે આખા શરીરે શ્યામ બખ્તર ધારણ કર્યું હતું, છતાં તે જગતના તેજનું ઘરરૂપ હતો તથા તે સુવર્ણના અલંકારોથી શણગારેલા ઉજ્વળ અશ્વ ઉપર આરૂઢ થયેલો હતો. આવા સુભટને જોઇને તે દેદ આશ્ચર્ય પામ્યો. તેણે દેદને કહ્યું કે—"તું ઉભો થા અને મારી પાછળ અશ્વપર ચડી જા." તે બોલ્યો કે—"હું લોઢાના બંધનથી બંધાયેલો છું, તેથી હું કાંઇ પણ કરવાને શક્તિમાન નથી." ત્યારે ફરીથી તે સુભટ બોલ્યો કે—"તું શું કરવાનો હતો ? ઉભો થાને." તે સાંભળી તે જેટલામાં ઉભો થયો તેટલામાં તેના લોઢાનાં બંધનો નીચે પડયા. ત્યાર પછી તે દેદને અશ્વપર ચડાવી તે સુભટ અસ્ખલિત ગતિએ

ત્યાંથી ચાલ્યો, અને ક્ષણવારમાં જ્યાં તેની ભાર્યા હતી ત્યાં તેને મૂકી તે અદૃશ્ય થયો.

ત્યાર પછી પ્રાતઃકાળે તેની ભાર્યાએ તેને જોઇ પૂછયું કે—"તમે અહીં શી રીતે આવ્યા ?" ત્યારે તેણે "શ્રી સ્તંભન પાર્શ્વનાથના પ્રસાદથી હું અહીં આવ્યો" એમ કહી સર્વ વૃત્તાંત કહ્યો. જે ગામમાં તે બન્ને મળ્યા હતા, તે ગામ નગ્યાટ દેશનું જ હતું, તેથી તે બન્ને તે ગામનો પણ ત્યાગ કરી તત્કાળ વિદ્યાપુર નામના નગરમાં ગયા. પછી સુવર્ણના દેદીપ્યમાન ઘરેણાંના સમૂહને ઘડાવીને સ્તંભનપુરમાં જઇને તે દેદ વણિકે શ્રીપાર્શ્વનાથ સ્વામીની પૂજા કરી. તે વખતે પાપરૂપી ચંડાળનો તત્કાળ નાશ થવાથી દેદના શરીરરૂપી મંદિરને વિષે તે અરિહંતે અલંકારની કાંતિના મિષથી સોનાવાણીના છાંટા નાખ્યા. ત્યાર પછી તે દેદ યોગીંદ્રની વાણીનું સ્મરણ કરી, લક્ષ્મીને કષ્ટનું સ્થાન માની તથા લોભનો ત્યાગ કરી અર્થીઓને પુષ્કળ દાન દેવા લાગ્યો. તેનું મુખ દશ—ન ([1]નકાર) વડે વ્યાપ્ત હતું તો માગણના સમૂહને જોઇને દાનને વિષે રસવાળા તે દેદે એક પણ નકાર કર્યો નહીં. કહ્યું છે કે—

"भिउडी अद्धालोअण—मुहा दिट्ठी परं मुहं वयणं ।
मोणं कालविलंबो, नकारो छव्विहो होइ ॥ १७ ॥"

"ભૃકુટિ ચડાવવી, અર્ધ નેત્ર ઉઘાડવાં, ઉંચી દૃષ્ટિ કરવી, અવળું મુખ કરવું, મૌન રહેવું, અને કાળનો વિલંબ કરવો. આ છ પ્રકારનો નકાર હોય છે—દાન નહીં દેવાના આ છ પ્રકારો છે."

સુવર્ણના સમૂહનું દાન દેવાથી યાચક જનોએ તે દેદની ઘણી શ્લાઘા કરી, અને તેથી લોકમાં તે 'કનકગિરિ' એવા વ્યાપક બિરૂદને પામ્યો.

॥ इति कनकगिरिदेदप्रबन्ध ॥

[1] દશ નકાર છતાં એક પણ નકાર કર્યો નહીં એ અર્થમાં વિરોધ આવ્યો, તેને દૂર કરવા માટે—"તેનું મુખ દશન એટલે દાંતવડે વ્યાપ્ત હતું" એવો અર્થ કરવો.

એકદા સન્માર્ગને વિષે મુસાફરરૂપ, ભાગ્યશાળી અને ધનવાનના સમૂહમાં માન પામેલો દેદ કોઇક કાર્યને માટે દેવગિરિ નામની નગરીમાં ગયો. ત્યાં કોઇક ઉપાશ્રયમાં ગુરૂ મહારાજને ભાવથી નમવા ગયો. અને મળથી મલિન દેખાતા સર્વ સાધુઓને તેણે ઘણા હર્ષથી વાંદ્યા. ત્યાં એક સ્થાનકે બેસીને ધર્મશાળા ( ઉપાશ્રય ) બનાવવા માટે વિચાર કરતા શ્રાવકોને જોઇ તેમને પણ તેણે પ્રણામ કર્યા. તેમના વિચારને સાંભળી તેણે મનમાં વિચાર કર્યો કે—" પૌષધશાળા બનાવવામાં ખરેખર સંપૂર્ણ પુણ્ય થાય છે, કેમકે ઉપાશ્રય એ સાધુઓની દુકાન છે, ત્યાં ગ્રાહક લોકો આવીને અનુક્રમે અનંત લાભને આપનારા વ્રતાદિક કરીયાણાને ખરીદ કરે છે. તે ઉપાશ્રયમાં ધર્મ શ્રવણ ( વ્યાખ્યાનનું શ્રવણ ), પ્રતિક્રમણ અને સાધુઓનો નિવાસ વિગેરે જે જે ક્રિયાઓ થાય છે, તેનાથી ઉત્પન્ન થયેલા પુણ્યનો પાર જ નથી, તેથી હું જ અહીં એક મોટી ધર્મશાળા કરાવીને આ દુસ્તર સંસારરૂપી સમુદ્રથી શીઘ્રપણે મારા આત્માને તારૂં." આ પ્રમાણે વિચાર કરીને સ્થિર વચનવાળા તેણે શ્રી સંઘની પાસે નિશ્ચળ યાચના કરી, અને તે આ પ્રમાણે યુક્તિ યુક્ત વચન બોલ્યો કે—" મારાપર શ્રીસંઘ કૃપા કરો, હું જ આ પૌષધશાળા કરાવું, કેમકે હું શ્રીસંઘનો કિંકર છું. એક તો હું તમારો અભ્યાગત ( પરોણો ) છું અને વળી તમારો સાધર્મિક છું, તેથી કુમારકેદારપુત્રના ન્યાયવડે હું તમારે માનવા લાયક છું. આ પ્રમાણે તેનું વચન સાંભળી તે સર્વમાં જે મુખ્ય શ્રાવક હતો તે બોલ્યો કે—" તમે જે કહ્યું તે યોગ્ય છે, પરંતુ પૌષધશાળા તો સકળ સંઘની હોય તે જ સારી છે, કોઇ એકની કરાવેલી સારી નથી, કેમકે જો કોઇ એક જ કરાવે તો તે શય્યાતર કહેવાય છે. તેથી કરીને તેના ઘર થકી સાધુઓ અન્નાદિક કાંઇ પણ લેતા નથી. જેના ઘરમાંથી સાધુઓ હંમેશાં અન્નાદિક લેતા ન હોય અને વર્ષે વર્ષે વસ્ત્રાદિક લેતા ન હોય, તેવું ઘર શું ઘર કહેવાય ? ન જ કહેવાય. તેવું ઘર તો સાધુઓને નહીં જવા લાયક હોવાથી સમુદ્રમાં રહેલા ઘર જેવું જ છે. અને જો શ્રીસંઘે પૌષધશાળા કરાવી હોય તો તેમાં રહેલા સાધુઓ હંમેશાં અનુક્રમે એક એક ઘરનેજ શય્યાતર કરે છે, તેથી તેમ જ કરવું યોગ્ય છે." આ પ્રમાણે

યુક્તિવાળા સત્ય વચનોવડે તેને બોધપમાડયો તોપણ તે દેદે પોત
કદાગ્રહ છોડયો નહીં, ત્યારે કોઇ બીજા શ્રાવકે કોપ પામીને
કે—" જો અહીં કોઇ પણ પૌષધશાળા કરાવનાર ન હોય, અથવ
પૌષધશાળા સુવર્ણમય કરાવવાની ઇચ્છા હોય, તો તમારે આ
બધો આગ્રહ કરવો યોગ્ય છે, તો આ નગરોમાં ઇંટની પૌષધશ
કરાવનાર તો ઘણા જનો છે, અને સોનાની તો તમે પણ કર
નથી." આ પ્રમાણે તેનું વચન સાંભળી પોતાના વચનને હાથ
દાંત જેવું કરવાને ઇચ્છતા દેદે સુવર્ણની પણ ધર્મશાળા કરાવ
સ્વીકાર્યું. કહ્યું છે કે—

" दन्तिदन्ताविवोत्तमानां, गीर्निर्गत्य न चाविशेत ।
कूर्मग्रीवेव नीचानां, निर्गताऽपि विशेत् पुनः ॥ १८ ॥

" ઉત્તમ પુરૂષોની વાણી હાથીના દાંતની જેમ બહાર નીક
પછી અંદર પેસતી નથી, અને નીચ મનુષ્યોની વાણી કાચબ
ગ્રીવાની જેમ બહાર નીકળીને પણ ફરીથી અંદર પેસી જાય છે

આ વાતની ગુરૂને ખબર થતાં ગુરૂએ યાચકોરૂપી ચક
પક્ષીને આનંદ આપવામાં સૂર્ય સમાન એવા તે દેદને બોલાવીને
કે—" હે સજ્જન ! આ કાળને વિષે સુવર્ણની શાળા શી રીતે
શકે ? તે તું જ કહે. આ સમયમાં તેવા પ્રકારનું ધન કયાં છે ? ર
રાજાઓની અનુકૂળતા પણ કયાં છે ? અથવા તેવું સ્થાન કરા
હોય તોપણ આજના મનુષ્યોની દૃષ્ટિની આગળ તે શી રીતે
શકે ? સાંતુ નામના રાજાએ ચોરાશી હજાર ટંક (રૂપીયા) નો ખ
કરીને જે ચિત્રશાળા બનાવીને પછી ધર્મશાળા તરીકે કરી હતી
પણ સુવર્ણની નહોતી. આવા કળિકાળમાં જન્મ ધારણ કરીને કૃત
(સત્યયુગ) માં કરવા લાયક કાર્યને જે કરે છે તેને પીડા કર
વિઘ્ન પ્રાપ્ત થાય છે." આવું ગુરૂનું વચન સાંભળી દેદ બોલ્યો કે
" હે પૂજ્ય ! આપે કહ્યુ તે સત્ય છે, પરંતુ ઇંટનું જ મકાન ચણાવ
તેને ચોતરફથી સુવર્ણનાં પતરાંવડે જડી દઇશ." ત્યારે ગુરૂએ
કે—" હે આર્ય ! આવા અયોગ્ય આગ્રહને મૂકી દે. આવા કળિ
ગમાં તેવી ધર્મશાળા પણ શું ઘણા કષ્ટવાળી ન થાય ?" આ પ્રમ

તેને ગુરૂએ વાર્યો તો પણ તે કુશળે સંઘની અનુમતિ લઇ તે પૌષધશાળા કરાવવા માંડી.

આ અવસરે તે નગરીમાં દશ હજાર વૃષભો સહિત ત્રણુસોને સાઠ જાતનાં કરીયાણાંથી ભરેલો એક સાર્થ આવ્યો. તથા દક્ષીણ દેશ ભોગવાળો અને લક્ષ્મીવાળો છે એમ ધારીને તેની સાથે ઉંચા કેશરની પચાસ પોઠો પણ ત્યાં આવી. તેના સર્વ પ્રકારનાં કરીયાણાં તો વેચાઇ ગયાં, માત્ર એક કેશર જ એમનું એમ ( વેચાયા વિના ) રહ્યું, તેનું કારણ હે સભ્યજનો ! સાંભળો.—તે કેશર મોંઘા મૂલ્યનું હોવાથી એક બે વિગેરે રૂપીયાનું લેનારા ઘણા લોકો હતા, પરંતુ જથ્થાબંધ લેનાર કોઇ નહોતો. અને તેવું પરચુરણ વેચવાથી તો કદાચ એક પોઠીયો ખાલી થાય અથવા ન પણ થાય. તેથી તેના વેપારીઓ તેને વેચતા નહોતા, તે કારણથી તે કેશર એમનું એમ જ રહ્યું હતું. છેવટ તે નહીં વેચાવાથી નિરાશ થયેલા તેના વેપારીઓ ત્યાંથી જવા માટે એકદા નગરીની બહાર નીકળ્યા, અને પોતાનું પ્રયોજન સિદ્ધ ન થવાથી તે નગરીની નિંદા કરતા આ પ્રમાણે બોલવા લાગ્યા કે—"આ નગરીમાં જેટલું કરીયાણું આવે છે તે સર્વ સમુદ્રમાં સાથવાની એક મુઠી નાંખ્યા જેવું થાય છે, એવી આ નગરીની પ્રસિદ્ધિ કહેવાય છે તે ખોટા કંકણના વા જેવી છે. કહ્યું છે કે—

"કેટલાએક એમને એમ જ ( કારણ વિના જ ) પ્રસિદ્ધિને પામેલા હોય છે. તેમાં લોકોના મુખને કોણ રોકે છે ( લોકોને બોલતાં કોણ અટકાવે છે ) ? જેમ કે સર્પો જન્મથી જ વાયુને ભોગવનારા અને કર્ણ રહિત જ હોય છે, છતાં લોકો તેમને ભોગી ( ભોગવાળા ) અને કુંડળી ( કુંડળના અલંકારવાળા ) કહે છે."

અથવા તો આ નગરીમાં પહેલાં કોઇ વખત મોંઘા મૂલ્યનું કોઇક ઘણું કરીયાણું આવ્યું હશે, તેને કોઇએ ખરીદ કરી લીધું હશે, ત્યારથી આ નગરીની આવી પ્રસિદ્ધિ થઇ હશે કહ્યું છે કે—

" या सुप्रवृत्तिः प्रथमं प्रवृत्ता, पाश्चात्यपापैर्न हि लुप्यते सा ।
शवास्थिकूटैर्निभृतं भृतापि, भागीरथी पुण्यतमैव लोके ॥१९॥"

" જે સારી પ્રવૃત્તિ ( પ્રસિદ્ધિ ) પ્રથમ પ્રવર્તેલી હોય, તે પછીના પાપથી નષ્ટ થતી નથી. જેમકે ગંગા નદી મડદાં અને હાડકાંના સમૂહવડે અત્યંત ભરેલી છે તો પણ તે લોકમાં અત્યંત પવિત્ર ( તીર્થ-રૂપ ) ગણાય છે "

આવા પ્રકારની નગરીની નિંદાને નગરીમાં પ્રવેશ કરતા તે દેદ વણિકે સાંભળી, તેથી તેનું હૃદય દુભાયું, એટલે તેણે તેઓને કહ્યું કે—" હે વેપારીઓ ! સર્વ નગરીઓને મધ્યે શ્રેષ્ઠ એવી આ નગરીને તમે દૂષણ આપો છો, તો શું અમાન–અપાર લક્ષ્મીથી ભરેલી આ નગરીમાં તમારૂં કરીયાણું વેચાયું નથી ? હે ભદ્રો ! સમુદ્રમાં ગયેલી નદીની જેમ અને મોક્ષમાં ગયેલા જીવની જેમ આ નગરીમાં આવેલું કરીયાણું અત્યાર સુધી કોઇવાર પાછું ગયું નથી. " તે સાંભળી તેઓ બોલ્યા કે—" તમે સત્ય કહ્યું. તે પ્રમાણે હશે પણ ખરૂં, પરંતુ અમોએ અહીં આણેલું કેશર વેચાયું નથી, તેથી તે પાછું જાય છે, તમે ગ્રહણ કરો. " ત્યારે દેદે તેમને યોગ્ય ધન આપીને પચાસે પોઠો લઈ લીધી. તેમાંથી ઓગણપચાસ પોઠોનું કેશર ચુનામાં નાંખી તે ચુનો પૌષધશાળાના મકાનમાં વાપર્યો. આવું તેનું ઉદારપણું સજ્જ-નોના ચિત્તને આશ્ચર્યદાયક થયું. રાજાએ પણ તે વાત સાંભળી દેદને બોલાવી સર્વ હકીકત પૂછી. તે સાંભળી પોતાની નગરીનો મહિમા વધારવાથી પ્રસન્ન થયેલા રાજાએ તેને વસ્ત્ર અને દ્રવ્ય વિગેરે આપી તેનો સત્કાર કર્યો. કહ્યું છે કે—

" सूनुसेवकशिष्याद्याः, सन्ति नैकेऽपकीर्तिदाः ।
दुरापास्ते तु ये तात–स्वामिगुर्वादिकीर्त्तये ॥ २० ॥ "

" અપકીર્તિને આપનારા પુત્ર, સેવક અને શિષ્યાદિક દુનિયામાં ઘણાએ હોય છે, પરંતુ જેઓ પિતા, સ્વામી અને ગુરૂ વિગેરેની કીર્તિને કરનારા થાય, તેવા પુત્રાદિક તો દુર્લભ જ છે. "

ત્યારપછી તે દેદે છ માસે તે પૌષધશાળા તૈયાર કરાવી. તે શાળા તાંબા જેવી પાકી ઈંટો વડે ઉત્કૃષ્ટ ( મજબૂત ) હતી, લાક-ડાની અંદર કોતરણી વડે તે મનોહર દેખાતી હતી, તેની અંદરની અને બહારની ભીંતો સુવર્ણના કિરણો જેવા કેશરથી મિશ્રિત હતી,

તથા તેની અંદર શ્રીસંઘના એકસોનેએક શ્રાવકોનો પા પા રૂપીયો નાંખ્યો હતો. ( વાપર્યો હતો ). કિરણોના સમૂહવાળી કેશરની ભીંતોમાં આવેલા માણસોના પ્રતિબિંબો પડતા હતા, તેથી જાણે કે નિરંતર મુક્તિરૂપી કન્યાના વિવાહનો ઉત્સવ થતો હોય તેવું દેખાતું હતું. તેના ચોકનું નિર્મળપણું એટલું બધું અદ્ભુત હતું કે તેમાં પ્રાતઃકાળે આવેલી ધનવાન લોકોની સ્ત્રીઓ તેમાં પડેલા પ્રતિબિંબના મિષથી પાતાલ કન્યાઓ જેવી દેખાતી હતી. તે શાળામાં જડવા માટે સુવર્ણનાં પતરાં કરાવવામાં જેટલું સુવર્ણ લાગે તેવું હતું, તેટલા દ્રવ્યનો ખર્ચ તેણે તે શાળામાં કર્યો હતો. અહો! તેની ઉદારતા કેવી? તે દેદે તે શાળા મૂલ્યથી, વર્ણથી અને નામથી પણ સુવર્ણની બનાવી પોતાનું વચન પ્રમાણરૂપ કરી સત્પુરૂષોને આશ્ચર્ય પમાડયા. પછી જે એક પોઠીયાનું ઉત્તમ સુગંધી કેશર રાખ્યું હતું, તે જિનપ્રતિમાની પૂજાને માટે તીર્થોમાં મોકલી પછી તે દેદ પોતાને ઘેર ગયો.

તે દેદને **વિમલશ્રી** નામની નિર્મળ-પવિત્ર ભાર્યા હતી, તે વય, લાવણ્ય અને પુણ્યાદિક ગુણોવડે પોતાની તુલ્ય હતી, તે બન્નેને પરસ્પર અધિક પ્રેમ હોવાથી તેમનાં મન, વચન અને ક્રિયા એક સરખાં જ હતાં, પરંતુ વિધાતાએ શરીરવડે જ તેમની ભિન્નતા કરી હતી ( માત્ર શરીરથી જ તેઓ જૂદા હતા. ) તે વિમલશ્રી પ્રાતઃકાળે ઉઠીને હમેશાં જિનેશ્વરના ચૈત્યમાં અને પૌષધશાળામાં જઇને પછી પોતાને ઘેર આવતી હતી, તેટલા વખત સુધી હર્ષપૂર્વક તે મેઘની લીલાવડે પોતાના શરીરની કાંતિના મિષથી જાણે જળબિંદુની વૃષ્ટિ કરતી હોય તેમ હમેશાં સવાશેર ગદીયાણાદિક સુવર્ણની વૃષ્ટિ કરતી હતી. તેથી હજુ સુધી આ બંદીજનો ( ભાટ-ચારણો ) પ્રાતઃકાળે સભાજનોને જ આશીર્વાદ આપતી વખતે વિમલશ્રીના સુપ્રભાતીયાં બોલે છે. કહ્યું છે કે—

" धनाङ्गं परिवाराद्यं, सर्वमेव विनश्यति ।
दानेन जनिता लोके, कीर्तिरेकैव तिष्ठति ॥ २१ ॥

" ધન, શરીર, પરિવાર વિગેરે સર્વ નાશ પામે છે, પરંતુ દાનવડે લોકમાં ઉત્પન્ન થયેલી એક કીર્તિ જ સ્થિર રહે છે. "

આ પ્રમાણે દાનને વિષે જ આસક્ત થયેલા તે દંપતિના કેટલાક દિવસો વ્યતીત થયા. પરંતુ તેમને એક પણ પુત્ર થયો નહીં, તેથી ચિતાની જેવી તેમને ચિંતા થઇ. તે વિષે લોકમાં કહેવાય છે કે-

"सा धन्या धृतवंशवृद्धिरटवी श्लाघास्पदं बालका—
श्लिष्टा सा विपिनावनी प्रसविनी सा वल्लरी वल्लभा।
अन्तःसौरभशोभिगर्भसुभगा लभ्या क्व सा केतकी ?
तामेकां सकलप्रकारविगतापत्यां तु धिक्कामिनीम् ॥ २२ ॥

"વંશની[1] વૃદ્ધિને કરનારી તે અટવી પણ ધન્ય છે, બાળકોના સ્પર્શવાળી તે વનની ભૂમિ પણ પ્રશંસાનું સ્થાન છે, પુષ્પોને પ્રસવનારી તે વેલડી પણ પ્રિય છે, અંદરની સુગંધવડે શોભતા મધ્યભાગ વડે મનોહર એવી તે કેતકી કયાં પામી શકાય ? અર્થાત્ તેવી કેતકી પણ વખાણવા લાયક છે, પરંતુ સમગ્ર પ્રકારના અપત્ય ( સંતાન ) રહિત તે એક સ્ત્રીને જ ધિક્કાર છે."

"गुणविरहिताऽपि महिला, महिमानममानमुत्तमाल्लभते ।
एकस्मादङ्गभुवः परिमलतो गन्धधूलिरिव ॥ २३ ॥

"જો કદાચ સ્ત્રી પોતે ગુણ રહિત હોય તોપણ તેને જો એક જ ઉત્તમ પુત્ર હોય તો તે સુગંધથી ગંધની ધૂળ ( રજ ) ની જેમ તે ઉત્તમ પુત્રથી અપ્રમાણ ( ઘણા ) મહિમાને પામે છે."

એકદા રાત્રે તે વિમલશ્રી ગંગા નદીની રેત જેવી કોમળ તળાઇવાળા પલ્યંકમાં સુખે સુતી હતી, તેવામાં રાત્રિના ચોથા પહોરમાં તેણીએ આ પ્રમાણે સ્વપ્ન જોયું—તેણીએ જાણ્યું કે મેં એક દીવો પ્રગટ કર્યો, તે પ્રથમ અલ્પ કાંતિવાળો થઇને બીજાને ઘેર ગયો. પછી અનુક્રમે સમુદ્રના સીમાડા સુધી પહોંચે તેવી દેદીપ્યમાન કાંતિવાળો થયો. આવું સ્વપ્ન જોઇ "આ મારો શુભ સ્વપ્ન નિષ્ફળ ન થાઓ," એમ ધારી પંચ નમસ્કાર મંત્રનું સ્મરણ કરતાં તેણીએ શેષ રાત્રિ નિદ્રા રહિતપણે જ નિર્ગમન કરી. પછી પ્રાતઃકાળે તેણીએ મધુર વાણીવડે તે સ્વપ્નનો વૃત્તાંત પતિની પાસે કહ્યો, ત્યારે તેણે કહ્યું કે-

[1] કુળ અને વાંસ.

"આ સ્વપ્નથી તને પુત્ર ઉત્પન્ન થશે." આવું પ્રિય તેનું વચન સાંભળીને હર્ષથી રોમાંચિત થઇ 'તમારું વચન સત્ય થાઓ' એમ કહી તેણીએ શકુનની ગાંઠ બાંધી. ફરીથી પતિએ કહ્યું કે—"હે પ્રિયા ! સંપત્તિરૂપી પુષ્પવાળો થયેલો આપણો ગૃહસ્થાશ્રમરૂપી વૃક્ષ પુત્રરૂપ ફળને આપનારો થાય. એવું આપણું ભાગ્ય કયાં છે ? વળી દીર્ઘ નેત્રવાળી તું હમેશાં સાયંકાળે ઘરમાં દીવો કરે છે, તે તને સ્વપ્નમાં યાદ આવ્યો હોય તો તે અનુભવેલું સ્વપ્ન આવ્યું કહેવાય અને તે અનુભવેલું સ્વપ્ન નિષ્ફળ હોય છે. તે વિષે કહ્યું છે કે—

"अणुभूअदिट्ठचिंतिअ—सुअपयइविआरदेवयाणू वा ।
सुविणस्स निमित्ताइं, पुण्णं पावं च नाभावो ॥२४॥"

"અનુભવેલું, જોયેલું, ચિંતવેલું, સાંભળેલું, પ્રકૃતિ (શરીર)ના વિકારવાળું અને દેવતાનું આપેલું, આટલી જાતના સ્વપ્નનાં નિમિત્તો શુભ અશુભ ફળને આપનારા થતા નથી."

ત્યારપછી દેદીપ્યમાન નેત્રવાળી તેણીએ શંકા થવાથી તે બાબત પણ કોઈ સારા સ્વપ્નપાઠકને પૂછી, ત્યારે તેણે વિચાર કરીને કહ્યું કે—"આ સ્વપ્ન તમને સારું આવ્યું છે, તેનું ફળ આ પ્રમાણે છે કે—"હે માતા ! તમને અવશ્ય પુત્ર થશે પરંતુ તે પુત્ર પ્રથમ દીવાની જેમ તેજ રહિત થશે, અને પછી દેશાંતરમાં જઇ મોટા વૈભવને પ્રાપ્ત કરી પુણ્યકર્મથી ઉત્પન્ન કરેલા યશવડે પૃથ્વીને પ્રકાશિત કરશે." આ પ્રમાણે તેનું વચન સાંભળી "અદરિદ્ર કે દરિદ્ર એવા પણ પુત્રને હું મારી દૃષ્ટિએ જોઇશ" એમ જાણી તે હૃદયમાં હર્ષ પામી, અને સરળ હૃદયવાળી તેણીએ તેને ઘણું ધન આપી રજા આપી. તે વાત સાંભળી દેદ પણ વધારે વધારે દેવપૂજાદિક કરવા લાગ્યો. જેમ પૃથ્વી સુવર્ણના નિધાનને ધારણ કરે, ખીજડીનું ઝાડ અગ્નિને ધારણ કરે, તેમ તે વિમલશ્રીએ અનુક્રમે રામની જેવો સુંદર ગર્ભ ધારણ કર્યો. તે ગર્ભથી તેણીનું મુખ પાંડુર (શ્વેત) વર્ણવાળું કરાયું તેમાં શું આશ્ચર્ય છે ? કેમકે તે ગર્ભ તો ભવિષ્યમાં સુશોભિત યશોવડે દશે દિશાઓને ઉજ્જ્વળ કરવાનો છે સારા કંઠવાળી અને શઠતા રહિત તે વિમલશ્રીએ તે વખતે શ્રીદેવ, ગુરૂ

અને સંઘની પૂજા અને દાનાદિકને વિષે અનેક પ્રકારની મોટી મોટી ઉત્કંઠા કરી. સ્ત્રીઓને ઉત્તમ ગર્ભના પ્રભાવથી ઉત્તમ ઈચ્છાઓ જ થાય છે અને ઉત્તમ ગર્ભ ન હોય તો તેઓ શું માટી અને રાખની અભિલાષા કરનારી નથી થતી ? થાય જ છે. અનુક્રમે માસ પૂર્ણ થયા ત્યારે શુભ દિવસે તેણીએ પુત્રને પ્રસવ્યો. તે વખતે તેના પિતા દેદે પ્રજાઓને વિસ્મય ઉત્પન્ન કરે તેવો તેનો જન્મોત્સવ કર્યો. પછી બારમે દિવસે સજ્જનોને સન્માન, ભોજન અને દાનાદિક આપવા પૂર્વક તેના માતા પિતાએ તેનું **પેથડ** એવું નામ પાડયું. આ નામમાં પ વર્ગ, ત વર્ગ અને ટ વર્ગ, એ ત્રણ વર્ગનો એક એક અક્ષર આવેલો છે, તે ત્રણ વર્ગના ત્રણ અક્ષરો એવું સૂચવે છે કે—

" આ પેથડ ભવિષ્યકાળમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગમાં વ્યગ્ર રહેશે. જે કારણ માટે જગતના આંગણામાં રહેલા સર્વ પદાર્થો ત્રણ ત્રણ પ્રકારના હોય છે, તેથી કરીને હે લોકો ! પુરૂષાર્થ પણ ઉત્તમ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકારે છે, એમ જાણે કે કહેવાને ઇચ્છતો હોય તેમ તે પુણ્યના આધારભૂત પેથડ કુમારે ઉપરના ત્રણ વર્ગમાંના અનુક્રમે પહેલા, બીજા અને ત્રીજા અક્ષર ( પ-થ-ડ )ની રચનાવડે મનોહર એવું પોતાનું નામ ધારણ કર્યું જણાય છે. ત્રણે પુરૂષાર્થને વિષે ધર્મ નામનો પહેલો પુરૂષાર્થ તેને વૃદ્ધિ પામનારો થશે, એવું સૂચવન કરવાને માટે જ ત્રણ અક્ષર માંહેલો પહેલો પકાર એક માત્રવડે અધિક (પે) છે. હમેશાં માતા-પિતા આનંદ સહિત તેનો નવો નવો મહોત્સવ કરતા હતા. તે રીતે તે પેથડ શુકલપક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો પિતા ( દેદ ) કદાચ મારો ત્યાગ કરશે એવા ભયથી સુવર્ણ જાણે કે તેના પુત્ર પેથડના ગળામાં કંઠીરૂપે, પગમાં કિંકિણી ( ઘુઘરી ) રૂપે અને હાથને વિષે વીંટીરૂપે વળગી ગયું હોય તેમ દેખાતું હતું. " હું પુણ્યવડે સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મીને મારા હાથમાં કરીશ-રાખીશ." એમ જણાવવા માટે જ તે બાળકે જાણે મુઠી વાળી હોય એમ હું માનું છું. તે બાળક ફક્ત તે જ વખતે ( બાલ્યવયમાં ) [1]પ્રિયપાલન

---

૧ પ્રિય છે પાલન-પારણું જેને એવો. બીજા પક્ષમાં પ્રિય છે પાલન કરવા લાયક માણસો જેને એટલે જેને દીનાદિકનું રક્ષણ પ્રિય છે તેવો.

થયો એમ નથી, પરંતુ તે આગળ ઉપર પણ દીનાદિકના પાલનમાં પ્રેમવાળો થશે. પોતાની કુળલક્ષ્મીના અલંકારરૂપ તે બાળકનું ચિત્ત જન્મથી આરંભીને જ જિનેશ્વર અને મુનિઓની સેવામાં તત્પર હતું. અનુક્રમે તે સાત વર્ષનો થયો ત્યારે તેના પિતા દેદે તેને લેખશાળામાં મોકલવાનો મહોત્સવ કર્યો–મહોત્સવપૂર્વક નિશાળે મોકલ્યો.

**દેદના વૃત્તાંતપૂર્વક શ્રી પેથડની ઉત્પત્તિને કહેનારો આ પહેલો તરંગ સમાપ્ત.**



# ॥ द्वितीय तरंग ॥



ત્યાર પછી ગુરૂ ( ઉપાધ્યાય ) રૂપી ખલાસીએ બુદ્ધિરૂપી વહાણવડે કરીને તે પેથડને વ્યાકરણ, ગણિત વગેરે શાસ્ત્રરૂપી સમુદ્રનો પારગામી કર્યો. ત્યાર પછી અનુક્રમે તેનાં માતાપિતાએ તેને સર્વ સ્ત્રીઓને વિષે શિરોમણિ સમાન શ્રેષ્ઠીની પુત્રી **પ્રથમણી** નામની કન્યા સાથે પરણાવ્યો. તે વિવેકમા નિપુણ હતી, ચિત્તને ચોરનારી હતી, શીળવડે શોભતી હતી, વિનયવાળી, પુણ્ય ક્રિયા કરવામાં પ્રવીણ અને પતિ ઉપર ભક્તિવાળી હતી. તેમજ તેણીએ મસ્તકનો એંથો નદીના પ્રવાહરૂપ કર્યો હતો, શરીરની કાંતિ જળરૂપ કરી હતી, અને મુખને સરોવરરૂપ કર્યું હતું, તથા સ્વર્ગને જીતવાની ઈચ્છાવડે કરીને તેણીએ ભ્રકુટિરૂપી પ્રત્યંચા સહિત કરેલા કપાળરૂપી ધનુષ ઉપર નાસિકારૂપી બાણ સ્થાપન કરેલું ( ચડાવેલું ) હતું. તેણીના મુખરૂપી ઘરને વિષે સરસ્વતી રહી હતી, તેણીનાં નેત્રો લક્ષ્મીને જોવા માટે બારીઓ જેવાં હતાં; તેણીના જ્ઞાનરૂપી જળથી ભરેલા હૃદયરૂપી સમુદ્રમાંથી દાંતરૂપી મોતી નીકળ્યા હતા, દેદીપ્યમાન કાંતિવાળા શરીરરૂપી ઉદ્યાનમાં ચપળ શ્રોત્રરૂપી બે હીંચકાને વિષે કુંડળના મિષથી ચંદ્ર અને સૂર્ય હીંચકા ખાવાની ક્રીડા કરતા હતા. પિતારૂપી એક જ કલ્પવૃક્ષ થકી સમગ્ર ઈચ્છાઓ પૂર્ણ થતી હોવાથી તે પેથડ દસ કલ્પવૃક્ષ થકી ઇષ્ટ વસ્તુને મેળવનારા યુગલિયાથી પણ વધારે સુખી હતો.

નિરંતર ભોગના વિસ્તારરૂપી સમુદ્રમાં નિમગ્ન થયેલા તે બન્ને દંપતિને કેટલેક કાળે સૌભાગ્ય અને ભાગ્યના સ્થાનરૂપ ઝાંઝણ નામનો

પુત્ર થયો. ગૌર અંગવાળા, સુંદર આકારવાળા તથા રક્ત ચરણ અને ઓષ્ઠવાળા હંસ જેવા તે બાળકને કમળની જેમ ધનવંતો પોતાના ઉત્સવમાં સ્થાપન કરતા હતા. તે બાળક [1]ક્ષીરકંઠ હતો તોપણ તેની ઘણી ધારણા શક્તિવાળી મોટી (સૂક્ષ્મ) બુદ્ધિ જોઇને તેના પિતામહ દેદને તેને બાલ્યાવસ્થામાં જ ભણાવવાની ઉત્કંઠા થઇ. કહ્યું છે કે—

" अजातमृतमूर्खेभ्यो, मृताजातौ वरं सुतौ ।
यतस्तौ स्वल्पदुःखाय, यावज्जीवं जडो दहेत् ॥ १ ॥ "

" પુત્રની ઉત્પત્તિ જ ન થાય, ઉત્પન્ન થઇને તરત મરી જાય, તથા જીવતો રહીને મૂર્ખ થાય, આ ત્રણ પ્રકારના પુત્રમાંથી મરી જાય અથવા ઉત્પન્ન જ ન થાય એવા બે પ્રકારના પુત્રો સારા, કેમકે તેઓ થોડા દુઃખદાયી છે. પરંતુ જીવતો રહીને મૂર્ખ થાય તેવો પુત્ર તો જીંદગી પર્યંત દાહ ઉપજાવે છે "

" रूपयौवनसंपन्ना, विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते, निर्गन्धा इव किंशुकाः ॥ २ ॥ "

" રૂપ અને યુવાવસ્થા સહિત હોય, તથા ઉંચ કુળમાં ઉત્પન્ન થયા હોય તેવા પુરૂષો પણ જો વિદ્યાહીન હોય તો તે સુગંધ રહિત કેસુડાના પુષ્પોની જેમ શોભતા નથી. "

આ પ્રમાણે વિચારીને દેદ વણિકે તે ઝાંઝણને **વિદ્યાકર** નામના ઉપાધ્યાયની પાસે ભણવા મોકલ્યો. તે થોડા દિવસમાં જ શાસ્ત્રરૂપી સમુદ્રનો પારગામી થયો.

એકદા દેદની સ્ત્રી વિમલશ્રી પાંચમના ઉપવાસને પારણે અમૃતના રસ જેવું ખીરનું ભોજન કરવા બેઠી. તેની ઉજ્વળ ગતિ થવાની હોવાથી પાંચમ પણ ઉજ્વળ, દોષ રહિત હોવાથી તપ પણ ઉજ્વળ અને ખીરનું ભોજન હોવાથી અન્ન પણ ઉજ્વળ હતું. કહ્યું છે કે—

---

[1] જેના કંઠમા માત્ર દૂધ જ હોય એટલે કે હજુ ખાવા શીખ્યો ન હોય તેવો.

" इंदियकसायविजओ, जत्थ य पूओवयासससीलाई ।
सो हु तवो कायव्वो, कम्मक्खयट्ठा न अन्नट्ठा ॥ ३ ॥ "

" જે તપમાં ઇંદ્રિય અને કષાયનો વિજય થાય, દેવપૂજા, ઉપવાસ અને શીલ પાળવામાં આવે, તેવો તપ કર્મના ક્ષયને માટે જ કરવો, પણ અન્ય એટલો ધન પુત્રાદિકને માટે કરવો નહીં. "

" कित्तीइ मच्छरेण व, पूआसक्कार वित्तपीडाए ।
सुबहुं पि तवचरणं, दुग्गइगमणं पसाहेइ ॥ ४ ॥ "

" કીર્તિ મેળવવાની ઇચ્છાએ, મત્સરવડે, પૂજાવાની ઇચ્છાથી, સત્કાર સન્માનની ઇચ્છાથી અને ધન મેળવવાની ઇચ્છાથી ઘણા તપનુ આચરણ કર્યું હોય તોપણ તે દુર્ગતિના ગમનને આપે છે. "

તે વખતે તેણીને ઘેર એક માલણ પુષ્પ આપવા માટે આવી, તેણીએ તે ખીરનું ભોજન જોયું, કે તરત જ તે મનોહર ખીરને વિષે તેણીની ઉત્કટ દૃષ્ટિ–નજર પડી. આવા કારણથી જ બુદ્ધિમાન જનો જમતી વખતે પ્રથમ તે અન્નને સુંઘે છે. હિતની ઇચ્છાવાળા પુરૂષે જમતી વખતે પ્રથમ દુષ્ટ દૃષ્ટિ વિગેરેના દોષને દૂર કરવા માટે પંચ નમસ્કારનું સ્મરણ કરવું જોઇએ. શ્રીનેમિનાથ અને રાજીમતી પૂર્વ ભવમાં જ્યારે ભિલ્લ દંપતિ હતા ત્યારે તેમની પાસે કેવળજ્ઞાની મુનિએ આ પ્રમાણે કહ્યું હતું કે—

" भोअणसमए सयणे, विवोहणे पवसणे भए वसणे ।
पंचनमुक्कारं खलु, सुमरिज्जा सव्वकालं पि ॥ ५ ॥ "

" ભોજનને સમયે, સુતી વખતે, જાગતી વખતે, પરદેશ જતી વખતે, ભયને વખતે અને કષ્ટને વખતે સર્વકાળે પંચ નમસ્કારનું સ્મરણ કરવું. "

તે માલણની કુદૃષ્ટિથી દૂષિત થયેલી ખીર ખાવાથી તે વિમલશ્રીને વિસૂચિકાનો વ્યાધિ થયો અને થોડા કાળમાં જ તે મરણ પામી. પ્રાણીઓને મરણ પામવું સુલભ જ છે. કહ્યું છે કે—

"પ્રાણી શૂળ, વિષ, સર્પ, વિસૂચિકા, જળ, શસ્ત્ર, અગ્નિ અને સંભ્રમ આટલા કારણોએ કરીને એક મુહૂર્તમાં જ બીજા શરીરને વિષે સંક્રમ કરે છે મરીને બીજું શરીર ધારણ કરે છે."

પછી જેટલામાં ઘણા શોકને પામેલો દેદ તેણીના શરીરને અગ્નિસંસ્કાર કરી ઘેર આવ્યો, તેટલામાં તેને પણ સખત જ્વર આવ્યો. કલ્યાણનો નાશ કરનાર પ્રેમને જ ધિક્કારે છે. કહ્યું છે કે—

"कंदुक्खणणं निअदेस–छंडणं कुट्टणं च कढणं च ।
अइरत्ता मंचिट्ठा, कि दुक्खं जं न पावेइ ॥ ६ ॥"

"પોતાના કંદનું ખોદવું, પોતાના દેશનો ત્યાગ કરી પરદેશમાં જવું, કુટાવું, અને કઢાવું–ઉકળવું, વિગેરે કયા દુઃખને મજીઠ પામતી નથી ? સર્વ દુઃખને પામે છે, તો પણ તે અતિ રાગવાળી હોય છે. અતિ રાગી દુઃખને જ પામે છે.

"પ્રિય જનનો સંગમ થવાથી અંતે વિરહ થાય છે, વિરહ થવાથી દુઃખ થાય છે, દુઃખથી જીવનો અંત ( મરણ ) થાય છે, મરણથી સંસાર પ્રાપ્ત થાય છે અને સંસારથી દુર્ગતિમાં પાત થાય છે."

ત્યારપછી બુદ્ધિમાન તે દેદે દુષ્ટ ચેષ્ટાથી મૃત્યુ પાસે આવ્યું જાણી પેથડને એકાંતમાં બોલાવી તેને સુવર્ણસિદ્ધિનો ઉપાય બતાવ્યો. પછી "વિનયવાળા આ પેથડને આ ઉપાયથી ઘણું સુવર્ણ ઉત્પન્ન થશે." એમ ધારીને દેદે સાત ક્ષેત્રમાં સર્વ ધન વાપરી દીધું. ત્યારપછી તે દેદે અન્ત સમયની સર્વ શુભ ક્રિયાઓ કરી, અને પછી યાચકોના કલ્પવૃક્ષ સમાન તે દેદ કાળ કરીને સ્વર્ગમાં ગયો.

ત્યારપછી વેપાર વિગેરે દ્રવ્ય મેળવવાના ઉપાયમાં વિમુખ થએલા પેથડે કેવળ ધાતુવાદમાં જ પ્રયાસ કરવા માંડયો; પરંતુ તે સુવર્ણસિદ્ધિનો આમ્નાય બરાબર છતાં અને તેમાં ઉદ્યમવાન છતાં તેને લાભાંતરાયના ઉદયને લીધે એક ચણોઠી જેટલું પણ સુવર્ણ થયું નહીં. કેમકે કામઘટ, ચિંતામણિ, દક્ષિણાવર્ત્ત શંખ અને કલ્પલતા વિગેરે સર્વે દિવ્ય પદાર્થો કર્મની અનુકૂળતાએ અનુકૂળ થાય છે, અને કર્મની પ્રતિકૂળતાએ પ્રતિકૂળ થાય છે. લોહું અને ઔષધિ

વિગેરે સર્વ સામગ્રી મેળવવાવડે તથા અગ્નિ ધમવાના કર્મવડે ઉલટું ખર્ચ થવાથી તેને દારિદ્રય પ્રાપ્ત થયું. ધાતુવાદીને દારિદ્રય સુલભ જ હોય છે.

એકદા લક્ષ્મી અને દારિદ્રયને સંવાદ થયો, તે વખતે લક્ષ્મીએ વિષ્ણુ પાસે વર માંગ્યાં; ત્યારે દારિદ્રયે પણ વિષ્ણુ પાસે આ પ્રમાણે માગણી કરી કે—" જે માણસ જુગારી, પોતાનો દ્વેષી, ધાતુવાદી, સદા આળસુ હોય અને આવક-જાવકનો વિચાર કરતો ન હોય, તેને ઘેર હું વસું છું."

ત્યારપછી તે પેથડ ધાન્યના પોટલા વેચીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. દારિદ્રયને વખતે વાણીયાઓની અનિંદ્ય વૃત્તિ આવી જ હોય છે. કહ્યું છે કે—

" दुःस्थो राजसुतः करोत्यधिकृतिं चौर्यं वणिक् पोट्टलं,
भिक्षां विप्रजनो विजातिरपरावासेषु भृत्यक्रियाम् ।
इभ्यो भूषणकुप्यविक्रयविधिं भिक्षां च नीचः स्वयं,
स्वान्येषां हलखेटनं च कृषिकः कर्पासकर्मावलः ॥ ७ ॥

" રાજપુત્ર દરિદ્ર થાય ત્યારે તે અધિકારનું કામ અથવા ચોરીનું કામ કરે છે, વાણીયો ધાન્યના પોટલાની વૃત્તિ કરે છે. બ્રાહ્મણ ભિક્ષાવૃત્તિ કરે છે, શૂદ્ર બીજાને ઘેર ચાકરની વૃત્તિ કરે છે, પૈસાદાર ભૂષણ અને ધાતુઓના વાસણ વિગેરે વેચવાનો ધંધો કરે છે, નીચ જાતિના માણસ ભિક્ષાવૃત્તિ કરે છે, ખેડુત પોતાની અને બીજાની ખેતી કરે છે, તથા દુર્બળ માણસ કપાસનું કર્મ કરે છે."

ત્યારપછી કાપાલિકનું કર્મ કરીને મનમાં દીનતા લાવ્યા વિના નિર્વાહને કરતા એવા તે પેથડે કેટલોક કાળ નિર્ગમન કર્યો. કહ્યું છે કે—

" अकृत्वा परसंताप–मकृत्वा नीचनम्रताम् ।
अनुत्सृज्य सतां मार्गं, यदल्पमपि तद्बहु ॥ ८ ॥ "

" બીજાને સંતાપ ઉપજાવ્યા વિના, નીચ માણસ પાસે નમ્રતા કર્યા વિના અને સત્પુરૂષના માર્ગનો ત્યાગ કર્યા વિના જે કાંઇ થોડું પણ કર્યું હોય તે ઘણું જ છે."

ગયા. ત્યાં તે યોગી ઉંદર અને કુતરા વિગેરે વિકુર્વીને પોતાના સાધુઓને ભય પમાડવા લાગ્યો. તે જોઇ ગુરૂએ તેને જ મંત્રશક્તિથી બાંધીને પોતાની પાસે આણ્યો. પછી તેની નમ્રતાથી તેને મુક્ત કર્યો. એકદા તે ગુરૂને જ દુષ્ટ સર્પે ડંશ કર્યો, તેનું વિષ વ્યાપવાથી તે મૂર્છિત થયા. તે વખતે સંઘે ઘણા ઘણા ઉપાય કર્યા, પણ તે વ્યર્થ થયા, ત્યારે રાત્રિને સમયે ગુરૂએ સંઘને કહ્યું કે—" પ્રાતઃકાળે એક માણસ માથે કાઇનો ભારો લઇને આવશે, તે ભારાને વિષ હરણ કરનારી વેલડી બાંધેલી હશે, તે વેલડીને ઘસીને મારા સર્પડંશ ઉપર લગાડજો." ત્યારપછી પ્રાતઃકાળે તે જ પ્રમાણે સંઘે કર્યું એટલે ગુરૂ મહારાજ સાજા થયા. પછી ગુરૂને અધિક વૈરાગ્ય આવવાથી તેમણે સર્વ વિકૃતિનો ત્યાગ કરી જિનશાસનની ઉન્નતિ કરી. આવા પ્રભાવિક તે શ્રી ધર્મઘોષસૂરિ કે જેના હસ્તમાં જ મોક્ષલક્ષ્મી રહેલી હતી તે આચાર્ય મહારાજ એકદા વિહારના ક્રમે વિદ્યાપુર નગરમાં આવી ચાતુર્માસ રહ્યા.

તે સૂરિ મહારાજે સભાને વિષે પરિગ્રહની ઇચ્છાના પરિમાણ ઉપર શ્રવણને પ્રિય લાગે એવી રત્નસારની કથા વ્યાખ્યાનમાં કહી. તે સાંભળી કેટલાક ધનવાન પુરૂષોએ સર્વ વ્રતોના સ્વરૂપભૂત પરિગ્રહની ઇચ્છાનું પરિમાણ એ નામનું અણુવ્રત ગ્રહણ કરવાનું શરૂ કર્યું. ધર્મનું શ્રવણ કરી તેનો વિચાર કરી જે માણસ વિરતિને અંગીકાર કરે છે, તે જ શ્રાવક છે. તે વિરતિ થોડી પણ લીધી હોય તો તે ભવ્ય પ્રાણીઓને હિતકારક થાય છે. કહ્યું છે કે—

" શુભ ભાવવાળા જે ભવ્ય પ્રાણીએ થોડી પણ વિરતિ ગ્રહણ કરી હોય, તેને દેવતાઓ પોતે તે વિરતિ કરવાને અસમર્થ હોવાથી વખાણે છે-તેવા થવાની ઇચ્છા કરે છે. ",

"એકેંદ્રિય જીવો કવળના આહારને કરતા નથી, તો પણ તેઓ જે ઉપવાસનું ફળ પામતા નથી, તે તેમની અવિરતિનું જ ફળ છે."

" એકેંદ્રિય પ્રાણીઓ મન, વચન અને કાયાવડે પાપકર્મને કરતા નથી, તો પણ તેઓ અવિરતિને લીધે અનંતકાળ સુધી એકેંદ્રિય જ રહે છે."

" તિર્યંચ પ્રાણીઓ જો પૂર્વ ભવમાં નિયમિત-વિરતિવાળા રહ્યા હોત, તો તેઓ આ તિર્યંચના ભવમાં સેંકડો ચાબક, અંકુશ, અને આરના પ્રહારને તથા વધ, બંધન અને મારણને પામત નહીં."

આ પ્રમાણે જાણીને તે ધનિકો પરિગ્રહ પ્રમાણનો સ્વીકાર કરતા હતા, તે વખતે બાલ્યાવસ્થાથીજ દેવ અને ગુરૂની અદ્વિતીય ભક્તિ કરનાર પેથડ ત્યાં ગુરૂને વાંદવા આવ્યો, તે વખતે ફાટેલા વસ્ત્રવાળા, પરસેવાથી વ્યાપ્ત, મેલવાળા અને જાણે કે મૂર્તિમાન દારિદ્રય હોય તેવા તેને જોઇને સર્વ વેપારીઓ હસવા લાગ્યા અને બોલ્યા કે-" હે પૂજ્ય ગુરૂ ! આ પેથડ લાખ વર્ષે લક્ષેશ્વર અને કોટિધ્વજ થવાનો છે, તેથી તેને કેમ આ વ્રત ન આપવું ? " તેમનું આવું વચન સાંભળીને શ્રીગુરૂ મહારાજે તેમને કહ્યું કે—" હે ભાગ્યવંતો ! કોઇએ લક્ષ્મીનો ગર્વ કરવો યોગ્ય નથી. કારણકે લક્ષ્મી મનુષ્યને ઉંચે સ્થાને આરોપણ કરીને તત્કાલ નાશી જાય છે, એટલે દારિદ્ર તેને અવલંબન આપે છે, તેનાથી તે નીચે ઉતરે છે. અંદરથી અથવા બહારથી જે મદ કરવો તે હાથીઓનું જ ભૂષણ છે, અને પુરૂષને તો આઠમાંથી કોઇ પણ મદ કરવો તે તેના હિતનો નાશ કરનાર છે. કહ્યું છે કે—

" જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ અને શ્રુત આ આઠમાંથી કોઇ પણ વડે મદ કરનાર મનુષ્ય ફરીથી-પરભવમાં તે તે વસ્તુને હીન હીન પામે છે."

આ પ્રમાણે તેઓને કહીને પછી ગુરૂ મહારાજે પેથડને ધર્મલાભનો આશીર્વાદ આપવા પૂર્વક કહ્યું કે—" હે ભદ્ર ! તું પણ આ ભવ અને પરભવમાં સુખ આપનાર પાંચમું અણુવ્રત ગ્રહણ કર." ત્યારે તે બોલ્યો કે– "જેઓ ઘણા પરિગ્રહ (ધન)વાળા હોય તેઓને જ આ વ્રત લેવું યોગ્ય છે. પાણી વિના પાળ બાંધવાની જેમ મારે તે વ્રત લેવું કેમ યોગ્ય હોય ? તેથી જો આ ધનિકોની સાથે હું પહેલું વ્રત ગ્રહણ કરૂં, તો સુવર્ણની સાથે કાંટામાં આરોહણ કરનાર ચણોઠીની જેમ હું મુખની શ્યામતાને જ પામું. તે આ પ્રમાણે—

પ્રથમ સુવર્ણ કહે છે કે—" મને ટાંકણાથી જે છેદવામાં આવે છે તેમાં મને કાંઈ દુઃખ નથી. અગ્નિમાં નાંખીને દાહ કરે છે તેમાં

પણ મને દુઃખ નથી, તથા કસોટીના પથ્થરપર ઘસે છે તેમા પણ મને દુઃખ નથી, પરંતુ મને જે ચણોઠીની સાથે જોખવામાં આવે છે, તે જ મને મોટું દુઃખ છે." ત્યારે ચણોઠી કહે છે કે-"હું સોનીને પ્રિય છું, હું શ્રેષ્ઠ વર્ણ (રંગ) થી શોભું છું, અને મારૂં [1]વૃત્ત ઉત્તમ છે, છતાં હું જે નિષ્ક (સુવર્ણ) ની સાથે જોખાઉં છું, તેથી જ હું લજ્જા પામું છું." ત્યારે સુવર્ણ કહે છે કે-"હે ચણોઠી! હું તારી સાથે તોળાઉં છું એવો તું ફોગટ ગર્વ ન કર. જો અગ્નિમાં સ્નાન કરીને બહાર નીકળાય, તો ઉત્તમતા અને અધમતાનું પ્રમાણ જણાય." તે સાંભળીને ચણોઠી અગ્નિમાં પેઠી તેથી મુખે દાઝી છે અથવા તો લોકોના ધિક્કારથી અને હક્કારથી શ્યામ થઇ છે, એમ હું માનું છું.

આ પ્રમાણે પેથડનું વચન સાંભળીને ગુરૂ મહારાજ બોલ્યા કે—"હે ભદ્ર! તેં આ યુક્તિવાળું વચન કહ્યું નથી. કેમકે સર્વ કોઇ માણુસ પોતાના ધનને અનુસારે પરિગ્રહ પ્રમાણનું વ્રત ગ્રહણ કરે તો તે ધન્ય જ છે.

તેથી કરીને બીજા બધા વિચારનો ત્યાગ કરીને પોતાના હિતને માટે વ્રતને અંગીકાર કર." આ પ્રમાણે કહી ગુરૂએ તેનો હાથ ઝાલી તેને પ્રથમ સમકિત વ્રત આપ્યું. કહ્યું છે કે—

" मूलं दारं पइट्ठाणं; आहारो भायणं निही ।
दुच्छक्कस्स य धम्मस्स, संमत्तं परिकित्तिअं ॥ ६ ॥ "

"બાર પ્રકારના શ્રાવક ધર્મનું મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ સમાન સમકિત કહ્યું છે."

જેમ અંધકારને ભેદનાર સૂર્યની બાર રાશિઓ તેના વિસ્તારને માટે છે, તેમ પાપરૂપી અંધકારને ભેદનાર સમકિતના વિસ્તારને માટે શ્રાવકનાં બાર વ્રતો છે. વેપારીઓને જેમ હાથમાં ગ્હેલી ગ્રંથિ કાર્ય સાધનારી છે, જેમ રાજધાની રાજાઓના કાર્યને સાધનારી છે, જેમ ખલાસીઓને પાટીયું કાર્ય સાધનાર છે, તેમ માણસોને સમકિત

---

[1] ગોળાકાર.

કાર્ય સાધનાર છે. વળી સમકિત મુક્તિરૂપી કન્યાનું [1]વરણ છે, મોક્ષલક્ષ્મીનો [2]સત્યંકાર છે, અને સંસારરૂપી દર્ભના મસ્તકપર રહેલો [3]બંધ છે, એમ પંડિતો કહે છે. સમકિત વિનાનું ધ્યાન ધરવું તે દુઃખનું નિધાન જ છે, તપ કરવાનું ફળ પણ માત્ર સંતાપ જ છે, કુબુદ્ધિવાળા એવા તેમનો સ્વાધ્યાય પણ નિષ્ફળ છે, અભિગ્રહો પણ કદાગ્રહરૂપ જ છે. દાન અને શીળનું આચરણ પણ વખાણવા લાયક નથી, તીર્થયાત્રાદિક પણ વૃથા છે, તથા બીજું જે કાંઇ ધર્મકાર્ય કરવું તે સર્વ નિષ્ફળ છે." આ પ્રમાણે કહીને ગુરૂએ તેને સુખને માટે ક્ષેત્ર વિગેરે પરિગ્રહનું ઇચ્છાનુસાર પ્રમાણ સ્વીકાર કરાવવાનો આરંભ કર્યો. કહ્યું છે કે—

" द्वेषस्यायतनं धृतेरपचयः क्षान्तेः प्रतीपो विधि–
र्व्याक्षेपस्य सुहृन्मदस्य भवनं ध्यानस्य कष्टो रिपुः ।
दुःखस्य प्रभवः सुखस्य निधनं पापस्य वासो निजः,
प्राज्ञस्यापि परिग्रहो ग्रह इव क्लेशाय नाशाय च ॥१७॥ "

" પરિગ્રહ એ દ્વેષનું સ્થાન છે, ધૈર્યનો વિનાશ કરનાર છે, ક્ષમાનો ઉલટો વિધિ છે, વ્યાકુળતાનો મિત્ર છે, ગર્વનું ઘર છે, ધ્યાનનો કષ્ટકારી શત્રુ છે, દુઃખને ઉત્પન્ન કરનાર છે, સુખનો નાશ કરનાર છે, અને પાપનો પોતાનો જ આવાસ છે–પાપને વસવાનું સ્થાન છે. આવો પરિગ્રહ પંડિતને પણ ગ્રહની જેમ ક્લેશને માટે અને નાશને માટે થાય છે."

હે ભદ્ર ! અંકુશની જેમ ગ્રહણ કરેલા આ વ્રતવડે ધનિક અને દરિદ્રી બન્નેને લોભરૂપી ઉદ્ધત હાથી વશ થાય છે. મર્યાદા વિનાનો લોભરૂપી સમુદ્ર અવશ્ય સર્વનો નાશ કરે છે. તે લોભના વશથી **શૃંગદત્ત** મૃત્યુને પામ્યો હતો, તેનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. અદત્તાદાનનો

૧ પરણવું તે. ૨ કોલ–કરાર. ૩ દર્ભના મસ્તકપર બંધન થવાથી તે દર્ભ વધતો નથી, તેમ સમકિતરૂપ બંધ થવાથી ભવ વધતો નથી.

નિયમ કરનાર શ્રેષ્ઠીની જેમ દરિદ્ર માણસ પણ સંતોષ કરવાથી કદાચ ધનને પામી શકે છે. કહ્યું છે કે—

" निरीहस्य निधानानि, प्रकाशयति काश्यपी ।

अङ्गोपाङ्गानि बालानां, न गोपयति कामिनी ॥ १८ ॥

" નિસ્પૃહ મનુષ્યની પાસે પૃથ્વી પોતાની અંદર રહેલાં શુભ નિધાનોને પ્રગટ કરે છે. કેમકે બાળકો ( કામના નિઃસ્પૃહ છે તેથી તેમની ) પાસે સ્ત્રી પોતાના અંગોપાંગને ગોપવતી નથી–ઢાંકતી નથી.

પછી ધનનું પ્રમાણ કરવામાં (જાણવામાં ) સાત આઠ ધનિકો ની સ્પર્ધા કરનારા તે પેથડના હાથમાં ગુરૂએ સર્વ શુભ રેખાઓ જોઇ તે આ પ્રમાણે.—જેના હાથમાં શક્તિ નામનું શસ્ત્ર, તોમર ( ભાલું ) દંડ, ખડ્ગ, ધનુષ, ચક્ર અને ગદાની જેવી રેખાઓ દેખાતી હોય, તે પુરૂષ રાજા થાય એમ કહેવું. જેના હાથ પગના તળીયે ધ્વજ, વજ્ર, અંકુશ, છત્ર, શંખ અને પદ્મ ( કમળ ) વિગેરેના આકારવાળી રેખા દેખાતી હોય, તે પુરૂષ લક્ષ્મીનો સ્વામી થાય છે. જેને સ્વસ્તિક ( સાથીયા )ની રેખા હોય તે લોકમાં સૌભાગ્ય પામે છે, મત્સ્ય ( માછલા ) ની રેખા હોય તે લોકમાં પૂજા પામે છે, શ્રીવત્સની રેખા હોય, તે ઇચ્છિત લક્ષ્મીને પામે છે. માળાના આકારે રેખા હોય તે ઘણી ગાયો વિગેરે પશુઓનો સ્વામી થાય છે. જેના હાથના અંગુઠાના પર્વોમાં જળની રેખા હોય તે ભાગ્યવાન થાય છે, અંગુઠાના મૂળમાં જવ હોય તો વિદ્યાવાન થાય છે, હાથના તળીયે ઉર્ધ્વ રેખા હોય તો તે મોટી લક્ષ્મી આપનાર થાય છે. આ પ્રમાણે વિશાળ સંપત્તિને આપનારી અનેક રેખાઓવાળો તેનો હાથ જોઇ ગુરૂએ જાણ્યું કે આને ધન અને વૈભવ ઘણો પ્રાપ્ત થશે. તે વખતે તે પેથડ ગુરૂના કહેવાથી વીશ રૂપીયાનું પરિમાણ કરવા લાગ્યો, તેની ગુરૂએ ના કહી, ત્યારે સો રૂપીયાનું પ્રમાણ કરવા લાગ્યો, તેની પણ ના કહી, ત્યારે હજારનું પ્રમાણ કરવા લાગ્યો, તેની પણ ના કહીને છેવટ ગુરૂએ પાંચ લાખનું પ્રમાણ કરાવ્યું. અહો ! દરિદ્રી ઉપર પણ ગુરૂની વત્સલતા ? અહો ! ભવિષ્યનું જાણવાની કુશળતા ! તથા અહો ! અતિશય જ્ઞાન છતાં

પણ ગંભીરતા ? આ ત્રણ બાબત તે ગુરૂ મહારાજમાં સર્વોત્તમ હતી. પછી પેથડે લજ્જા પામીને કહ્યું કે—" હે ભગવાન્ ! મને લાખ રૂપીયા લખતાં કે ગણતાં પણ આવડતું નથી, તો તેટલા રૂપીયા ઉપાર્જન કરવાને તો હું કેમ શક્તિમાન થાઉં ? " ગુરૂએ કહ્યું કે—" હે ભદ્ર ! તારૂં વચન યુક્ત છે, પરંતુ લક્ષ્મીને એક ક્ષણવારમાં પત્તિને[1] પતિ[2] બનાવવામાં અને પતિને પત્તિ બનાવવામાં સમર્થ છે તેથી ભાગ્યશાળી પુરૂષોને ધનનો નિયમ મોકળો ( વિશાળ ) રાખવો સારો છે. તેમ કરવાથી કદાચ ધનની અધિકતા થાય તોપણ મન ડોલે નહીં–ચલાયમાન થાય નહીં. " ત્યારે તેણે ગુરૂનું વચન શ્રદ્ધાથી અંગીકાર કર્યું. પછી તે પેથડ કષ્ટથી આજીવિકા કરતાં કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા પ્રવાસીને કાળ સમાન, દુઃખે કરીને વારી શકાય એવા મેઘની વૃષ્ટિ કરનાર અને ધાન્યાદિકની ઉત્પત્તિવડે સારભૂત–શ્રેષ્ઠ એવો વર્ષાકાળ પ્રાપ્ત થયો. તે વર્ષાઋતુમાં ગાઢ અંધકારના સમૂહવડે મલિન થયેલા આકાશના આંગણારૂપી કાળી પૃથ્વીને વિષે વિધાતાએ પતંગીયાના બાળકોરૂપી મેઘે નાશ કરેલા સૂર્યના સમગ્ર તેજના બીજને વાવ્યા હોય એમ જણાતું હતું. કેમકે જો તેમ ન હોય તો શરદઋતુમાં તે સૂર્યનું તેજ અત્યંત કેમ થાય ? આવા વર્ષાઋતુને સમયે પેથડ પરગામથી આવતો હતો, તેને માર્ગમાં વરસતા મેઘે રોકયો, તેથી તે રાત્રિ પડી ત્યારે પોતાના ગામની સમીપે આવ્યો, તે વખતે તેણે કેટલાએક નિર્ભય બાળકોને અન્યના ક્ષેત્રોમાંથી પાછા વાળેલા જળવડે અમુકના ક્ષેત્રના કયારામાં પાણી ભરતા જોયા. તે જોઇ મનમાં આશ્ચર્ય પામી તેણે વિચાર્યું કે—" આવી ભયંકર રાત્રિએ શ્યામ વર્ણવાળા આ બાળકો નગરની બહાર રહીને આવું કામ કરે છે તે કોણ હશે ? " આ પ્રમાણે વિચારી તેણે તેઓને પૂછયું, ત્યારે તેમણે કહ્યું કે—" અમે પુણ્યને વશ થવાવાળા છીએ, આ નગરમાં જ રહીએ છીએ અને આ નગરમાં રહેનારા કામ નામના શ્રેષ્ઠીના કામો છીએ ( કામ કરનારા છીએ ). " તે સાંભળી પેથડે તેમને પૂછયું કે—

૧ ગોપાઈ–ગરીબ. ૨ સ્વામી–ધનવાન.

"હે બાળકો ! તમે કહો, કે મારા કામો કોઇ પણ ઠેકાણે છે?" ત્યારે તેઓ બોલ્યા કે—"હા, તમારા કામો માલવ દેશમાં છે." તે સાંભળીને હર્ષથી ભરપૂર થયેલો તે પેથડ પ્રાતઃકાળે ઘેર આવ્યો, અને તરત જ એક પેટીમાં ઘરનું સર્વસ્વ નાંખી માલવ દેશ તરફ ચાલ્યો. કહ્યું છે કે—

" गन्तव्यं नगरशतं, विज्ञानशतानि शिक्षितव्यानि ।
भूपतिशतं च सेव्यं, स्थानान्तरितानि भाग्यानि ॥ १९ ॥ "

"સેંકડો નગરોમાં જવું, સેંકડો કળાઓ શીખવી, અને સેંકડો રાજાઓની સેવા કરવી, કેમકે મનુષ્યનાં ભાગ્ય સ્થાનના આંતરાવાળા હોય છે એટલે અમુક સ્થાને જ ભાગ્ય ઉઘડે છે."

તે પેથડ પ્રિયા અને પુત્ર સહિત કેટલેક દિવસે અતિ શોભિત **મંડપદુર્ગના** દરવાજાએ પહોંચ્યો. તે દરવાજો મનોહર પુતળીઓ અને ઉંચા તોરણોના કિરણોવડે વ્યાપ્ત હતો, તેથી તે લંકા નગરીના સુવર્ણમય દરવાજાથી પણ અધિક શોભાને પામતો હતો. આવા શ્રેષ્ઠ નગરમાં તે પેથડ જેટલામાં પ્રવેશ કરતો હતો, તેટલામાં તેણે ડાબી બાજુએ એક સર્પની ફણા ઉપર શબ્દ કરતી અને નૃત્યની ક્રીડા કરતી એક દુર્ગા[1] જોઇ, તે વખતે તેણે વિચાર કર્યો કે—"પ્રવેશ કરતી વખતે જો ડાબી બાજુએ શબ્દ કરતી દુર્ગા જોવામાં આવે તો તે કલ્યાણકારક નથી, તો પછી કાળા સર્પની ફણા ઉપર રહેલી તે દુર્ગા કલ્યાણકારક ક્યાંથી જ હોય?" આ પ્રમાણે જાણી તેને અપશુકન માની તેના નિવારણને માટે નવકાર મંત્રનું સ્મરણ કરતો તે પેથડ ક્ષણવાર રાહ જોવા લાગ્યો—પ્રવેશ કરવામાં વિલંબ કરવા લાગ્યો. તેટલામાં ત્યાં કોઇક મારવાડનો જોશી આવ્યો. સૂક્ષ્મ બુદ્ધિવાળા તે જોશીએ તે અતિ શ્રેષ્ઠ શુકનને તથા પેથડને રાહ જોતો જોઇ તેને રાહ જોવાનું કારણ પૂછ્યું, ત્યારે પેથડ બોલ્યો કે—"નગરમાં પ્રવેશ કરતાં મને શુભ શુકનની અનુકુળતા થઇ નહીં, તેથી મેં પ્રવેશ કરવામાં વિલંબ કર્યો છે. કહ્યું છે કે—

૧ ચીબરી નામનું પક્ષી.

" न निमित्तद्विषां क्षेमो, न चायुर्वैद्यकद्विषाम् ।
न श्रीर्नीतिद्विषां धर्म–द्विषामेतत्त्रयं तु न ॥ २० ॥ "

" જ્યોતિષના દ્વેષીને ક્ષેમ કુશળ થતું નથી, વૈદ્યના દ્વેષીનું આયુષ્ય હોતું નથી, નીતિના દ્વેષીને લક્ષ્મી રહેતી નથી, અને ધર્મના દ્વેષીને તે ત્રણે હોતાં નથી. "

તે સાંભળી તે જોશી હસીને બોલ્યો કે—" તમારી પંડિતાઈને ધિક્કાર છે, કે જેથી તમે ચિંતામણિ રત્નને પથ્થરરૂપે માન્યું. જો કદાચ આ ઉત્તમ શુકનનો આદર કરીને તમે નગરમાં પ્રવેશ કર્યો હોત તો તમે આ આખા માલવ દેશના છત્રધારી રાજા જ થાત. કેમકે આ દુર્ગા અમુક સ્થાનને લઈને અશુભ છે તોપણ તે સર્પરૂપી કાળને પોતાના પગની નીચે નાંખીને નૃત્ય કરે છે, તેથી આવી શુભ ચેષ્ટાવડે તે રાજ્યને આપનારી છે. કહ્યું છે કે—

" कालदिगास्पदचेष्टा–विशेषमासाद्य खगरवादीनि ।
अशुभानि शुभानि शुभान्यशुभानि भवन्ति शकुनानि ।२१।"

" કાળ, દિશા, સ્થાન અને ચેષ્ટાના વિશેષને પામીને પક્ષીના શબ્દો વિગેરે શુકનો અશુભ છતાં પણ શુભ થાય છે, અને શુભ છતાં પણ અશુભ થાય છે. "

તમે ક્ષણવાર વિલંબ કર્યો, તેથી આ ઉત્તમ શુકનનું તમે અપમાન કર્યું, તેથી તે સંપૂર્ણ ફળને આપશે નહીં. તોપણ તેનું જે ફળ થશે તે તમે સાંભળો—તમે આ સમગ્ર માલવ દેશના કરોડો ધનવાન પુરૂષોથી પૂજાશો, મોટા ધનવાન થશો, અને આ દેશનો રાજા તો માત્ર બિંબરૂપે જ થશે. ( નામનો જ રાજા રહેશે. ) " આ પ્રમાણે તેનું વચન સાંભળી દેદના પુત્રે ખેદ પામીને વિચાર કર્યો કે—"અહો ! જુઓ, કે આ મારૂં અજ્ઞાનપણું આજે દુર્લભ રાજ્ય લક્ષ્મીને આવતી અટકાવવાથી મારા શત્રુરૂપ થયું છે. કહ્યું છે કે—

"पण्डत्वं ननु मूर्खत्वं, जीवितं शास्त्रवेदिता ।
उभयोरन्तरं ज्ञात्वा, यदिष्टं तत्तु गृह्यताम ॥ २२ ॥ "

"મૂર્ખતા જ મૃત્યુછે, અને વિદ્વત્તા જ જીવિત છે. આ બન્નેનું આંતરૂ (તફાવત) જાણીને જે ઇષ્ટ લાગે, તે ગ્રહણ કરો."

જો કદાચ સંસારરૂપી અસાર ભોજનની અંદર ઘી સમાન રાજ્ય મને કોઇ પણ પ્રકારે પ્રાપ્ત થાય, તો હું આખી પૃથ્વીને જિનેશ્વરના ચૈત્યોવડે શોભિત કરૂં. અથવા તો આ જોશીનું વચન સત્ય થશે તો હજુ પણ કાંઇ બગડી ગયું નથી. વળી આ જોશીએ જે કહ્યું છે તે અવશ્ય થશે જ. તથા વળી જેમ વિંધેલો કાન ભૂષણને પામેછે, છેદેલો નખ લાખના રસને પામે છે, તીક્ષ્ણ સોયથી [1]ભેદેલો હાથ શોભાને પામે છે, લગ્ન વખતે મલિન વસ્ત્રવાળી કન્યા ઘરેણાઓને પામે છે-પહેરેછે, તાપ વિગેરેને પામેલું વસ્ત્ર સારા રંગને પામે છે, અર્થાત્ આ સર્વે જેમ દુઃખ સહન કરવાથી શોભા વિગેરે ગુણને પામે છે, તેમ દરિદ્ર એવો હું પણ કેમ ધનને નહીં પામું ? આ કળિયુગમાં શુકનજ વસ્તુને પ્રકાશ કરવામાં દિપક સમાન છે. કેમકે તે શુકનના બળથીજ મારવાડના જોશીએ મુઠીમા મોતી છે એમ કહ્યું હતું" આ પ્રમાણે મનમાં વિચાર કરી તે જોશીની વાણી ઉપર અત્યંત શ્રદ્ધા રાખતાં તે માયા કપટ રહિત પેથડે સોપારી વિગેરે આપી તેનો સત્કાર કર્યો, અને ત્યારપછી તેણે તે મોટા નગરમાં પ્રવેશ કર્યો. તે નગર પૃથ્વીરૂપી સ્ત્રીના કપાળને વિષે રહેલા અલંકારની જેમ શોભતું હતું, તથા તેના કિલ્લા ઉપર રહેલા કાંગરાની શ્રેણિ ઉપર મોતીઓ લટકાવેલા હતા તેથી તે કિલ્લો તેના ગોળ તિલક (ચાંદલા) જેવો શોભતો હતો.

**પેથડનું પરિગ્રહ પ્રમાણ તથા મંડપદુર્ગ નગરમાં જવું એ બે બાબતને કહેનારો આ બીજો તરંગ સમાપ્ત થયો.**

---

[1] સોયથી ખોદીને ત્રાજવા પાડે છે તેવો હાથ.



# । अथ तृतीय तरंग ।

—•—



તે વખતે તે મંડપદુર્ગ નગરમાં પરમાર વંશમાં ઉત્પન્ન થયેલો લક્ષ્મીવડે દેવની જેવો શ્રીજયસિંહદેવ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાના મહેલરૂપી પર્વત પાસે આવીને તે પેથડે શુભ મુહૂર્તે તળાટીની જેમ દુકાન માંડી. તેમાં જોન્નાલ વિગેરે ધાન્ય, તેલ, મીઠું, મગ, હીંગ અને ઘી વિગેરે સર્વ પ્રકારની મોદીખાનાની વસ્તુઓ થોડી થોડી લઈને નાંખી. અને બહોળતાએ કરીને તે લવણ (મીઠા) નો જ વેપાર કરતો હતો, તેથી સમગ્ર લોકમાં તેનું લાવણિક નામ પ્રસિદ્ધ થયું. એકદા કોઈક આભીરી કામળ ઓઢીને મસ્તકપર લતાની ઇંઢાણી ઉપર ઘીનો ઘડો મૂકી તેના હાટે આવી તેણીએ તે ઘડો ઇંઢાણી સહિત ઉતારીને નીચે મૂક્યો. તેમાંથી તે પેથડ ઉત્તમ સુગંધિ ઘીને માપવડે કાઢવા લાગ્યો. તેમાંથી ઘણું ઘી કાઢ્યું છતાં પણ જ્યારે તે ઘડાનું ઘી ન્યૂન થયું નહીં, ત્યારે ઇંઢોણીની અંદર ચિત્રકવેલી હોવી જોઈએ એમ તેણે ધાર્યું. તેથી તે આભીરીને ઘણા પૈસા આપી ઇંઢાણી સહિત તે ઘીનો કુંભ તેણે વેચાતો લઈ લીધો. તેથી તે ઘરમાં અખૂટ ઘી થયું. અહો! ભાગ્યની સ્ફૂર્તી કેવી છે ?

આવી. તેણીએ ઘી માગ્યું ત્યારે અતિ ચતુર એવા ઝાંઝણે વિચાર્યું કે—" રાજા હમેશાં વેચાતું લઇને ઘી ખાય તે ખોટી રીત છે, તેથી આપત્તિને લાવવામાં દૂતી સમાન આ તેની કુટેવને હું આજે દૂર કરૂં. પાછળથી ગુણ કરનારા મારાપર રાજા ભલે ક્રોધ કરે કે ખુશી થાય. કહ્યું છે કેઃ—

" छाया मे न तथा वृथा च कुसुमस्तोमस्तथा नोन्नता,
शाखाश्रीर्न च तादृशी फलभरभ्राजिष्णुता दूरतः ।
निर्गुण्डीति विवेश विघ्नहतये वैश्वानरं सादरं,
कर्त्तव्यो ह्युपकार एव कृतिना दग्ध्वाऽपि देहं निजम् ॥१॥

" નિર્ગુંડીએ[1] વિચાર કર્યો કે—મારે છાયા નથી, પુષ્પો આવે છે ખરા પણ તે નકામા છે, શાખાની શોભા પણ તેવા પ્રકારની ઉંચી ( સારી ) નથી, અને ફળોના સમૂહવડે મારી શોભા તો દૂર રહો અર્થાત્ ફળ તો આવતા જ નથી. આ પ્રમાણે વિચાર કરીને તે નિર્ગુંડી [2]વિઘ્નને હણવા માટે આદરથી અગ્નિમાં પેસે છે ( નગોડીયું તેલ કરવામાં તેનો ઉપયોગ થાય છે. ) તેથી પંડિત પુરૂષે પોતાના દેહને બાળીને પણ પરોપકાર કરવો જોઇએ. "

આમ વિચારીને ઝાંઝણે કહ્યું કે—"જા, રાજાને કહે ઘી નથી." તે બોલી કે-" રાજા જમવા બેઠા છે તેથી થોડું પણ આપ. " ઝાંઝણે કહ્યું કે—" હે મુગ્ધા ! વારંવાર શું બોલ્યા કરે છે ? એક છાંટો પણ ઘી નથી. તને ગમે તે કર. " તે સાંભળી શ્યામ મુખવાળી થઇને તે દાસીએ રાજા પાસે જઇ સામંતાદિક સાંભળતાં ઘીનો અભાવ કહ્યો. તે સાંભળી રાજા લજ્જા પામ્યો, અને ક્રોધથી તેણે પેથડને બોલાવવા માટે તત્કાળ પોતાનો સેવક મોકલ્યો, તથા પોતે ભોજન કરીને ઉભો થયો. તે રાજપુરૂષે રાજાના કોપનું કારણ જણાવવા પૂર્વક પેથડને બોલાવ્યો, ત્યારે તેણે અત્યંત ભયભીત થઇ વિચાર્યું કે—" મારા ગરીબ ઉપર આજે રાજાનો કારણ વિનાનો કોપ કેમ થયો હશે ? અથવા તો છઠ્ઠો માસ આવે ત્યારે વાણીયાઓ

૧ નગોડ નામની ઔષધિ  ૨ તેલના મેલ વિગેરે દોષને.

માંચી સેવનારા થાય છે ( છ માસે વાણીયાને આપત્તિ આવે જ છે ). મારૂં કષ્ટથી મેળવેલું ધન જરૂર આજે રાજા લઈ લેશે. શું કીડીયોનું એકઠું કરેલું ધાન્ય તેતર ખાઇ જતા નથી ? " આ પ્રમાણે તેનું ચિત્ત ચિંતારૂપી ચિતાથી વ્યાપ્ત થયું. તે જમીને ઉઠયો કે તરત જ તે પુરૂષ તેને દુકાને પણ નહીં જવા દેતાં રાજા પાસે લઈ ગયો. રાજાએ તેને પૂછયું કે—" અરે ? આજે તેં ઘી કેમ ન આપ્યું ? " પેથડ બોલ્યો કે—" હે દેવ ! તે વખતે હું દુકાને નહોતો, પરંતુ મારો પુત્ર હતો. તેણે કેમ ન આપ્યું ? તે હું જાણતો નથી. " તે સાંભળી રાજાએ સેવકને મોકલી તેના પુત્રને પણ બોલાવ્યો તે વખતે પેથડ વિચાર કરવા લાગ્યો કે—" અહો ! આજે મેં પુત્રને શા માટે દુકાને રાખ્યો ? અથવા તો શું વિનાશ કાળે વિપરીત બુદ્ધિ ન થાય ?

" સુવર્ણ જેવા પીળા શરીરવાળો મૃગ કોઇએ દુનિયામાં કયાંઇ પણ જોયો નથી અને સાંભળ્યો પણ નથી. તોપણ સિતાએ તેની ચામડીની કાંચળી કરવાની ઇચ્છા કરી, તેથી જણાય છે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થાય જ છે. "

આ પ્રમાણે પેથડ વિચાર કરે છે તેટલામાં સિંહના બાળક જેવો નિર્ભય ઝાંઝણ રાજા પાસે આવ્યો. તેને પણ રાજાએ પૂછયું ત્યારે તે સ્પષ્ટ રીતે બોલ્યો કે—" હે સ્વામી ! આજે મારા પિતા દુકાને ન હોતા, હું જ હતો. મેં આજે ઘી ન આપ્યું તેનું કારણ સાંભળોઃ—જેટલામાં ઘી આપવા માટે હું ઉઠીને દુકાનની અંદર ગયો, તેટલામાં સામે તત્કાળ ત્રાટ શબ્દ કરતી (મોટી) છીંક થઇ. તે વખતે મને શંકા થઇ કે આ ઘીમાં ગરોલી વિગેરેની ગરલ તો નહીં પડી હોય ? કેમકે પ્રાયે કરીને અમારા ઘી વિગેરેનાં પાત્રો વ્યાકુળતાને લીધે ઉઘાડાં પણ રહી જાય છે. કદાચ તે પ્રકારે ગરલ ન પડી હોય તો શત્રુએ લોભ પમાડેલા કોઇ માણસે વિષાદિક નાખ્યું હોય તો શું કરવું ? કારણ કે શાલિ (ચોખા) ખાવામાં લુબ્ધ થએલા પોપટ, દૂધ પીવામાં લુબ્ધ થએલા બિલાડા અને ધનમાં લુબ્ધ થએલા પુરૂષો અનુક્રમે પથ્થરને, લાકડીને અને અનર્થની પરંપરાને જોતા નથી.

આવા કારણોને લીધે જ રાજાઓના જળના ઘડાઓને પણ શત્રુના વિષરૂપ કરેલા કપટથી બચવા માટે તાળાં દેવામાં આવે છે. શત્રુ પર વિશ્વાસ રાખવો નહીં, અને મિત્ર ઉપર પણ વિશ્વાસ રાખવો નહીં. આવું નીતિનું રહસ્ય આપ જાણો જ છો, તેથી આપ પ્રમાદી ન થાઓ. પ્રમાદરૂપી શત્રુ પ્રાણીઓના શરીરમાં જ રહેલો હોવાથી પોતાના વસ્ત્રમાં જ સર્પ પેઠેલો હોય તેની માફક કેટલું કુશળ થાય ? ન જ થાય. અથવા તો હે દેવ ! આપ એમ માનતા હો કે જેણે (જે પુણ્યે) આવું મોટું સ્વામીપણું આપ્યું છે, તે જ કપટને સ્ખલના પમાડવામાં અર્ગલારૂપ થશે; તો પણ અવંતીના સ્વામી હમેશાં વેચાતું ઘી લઇને નિર્વાહ કરે છે, એવી આપની અપકીર્તિ વિશેષે કરીને દિશાના અંત સુધી ફેલાશે. કહ્યું છે કે—

" નિર્મળને વિષે જે મલિનતા હોય તે જ અપકીર્તિનું કારણ છે, પણ મલિનને વિષે મલિનતા હોય તે કાંઇ અપકીર્તિનું કારણ નથી. જેમકે ઉજ્વળ ચંદ્ર અલ્પ મલિનતાને લીધે જ કલંકી કહેવાય છે, પણ કેવળ મલિન એવો અંજનગિરિ કલંકી કહેવાતો નથી."

અમારા જેવાને ઘેર પણ આગળથી જ બે ત્રણ દિવસ ચાલે તેટલું પણ ઘી હોય છે, તો આવા મોટા દેશાધિપતિને ઘેર એક દિવસ ચાલે તેટલું પણ ઘી ન હોય, તે કેવું આશ્ચર્ય ? કદાચ કોઇ શત્રુએ આવીને કિલ્લો રૂંધ્યો હોય તો ઘી વિગેરેનો સંગ્રહ નહીં હોવાથી આગ લાગે ત્યારે કૂવા ખોદવાનો ન્યાય જ આપને લાગુ પડે છે. વળી આપના જે મંત્રીઓ છે તે સર્વેને હું શીયાળની ટાઢ ઉડાડવા માટે ધન આપનારા મંત્રીની જેમ કપટી માનું છું. કહ્યું છે કે—

" नास्ये सर्पस्य रुधिरं, न च दष्टकलेवरे ।
न प्रजासु न भूपाले, धनं दुरधिकारिणि ॥ २ ॥ "

" સર્પ કોઇને ડસે છે, ત્યારે તેનું લોહી સર્પના મુખમાં પણ આવતું નથી, તેમજ ડસાયેલાના શરીરમાં પણ રહેતું નથી, તે જ પ્રમાણે દુષ્ટ અધિકારી હોય ત્યારે દેશનું ધન પ્રજામાં પણ રહેતું નથી, તેમજ રાજા પાસે પણ રહેતું નથી. "

જે પ્રધાન રાજાનું હિત કરે છે, અને અહિતને નિવારે છે, તેમજ રાજાના, પોતાના અને સર્વ પ્રજાના અર્થને સાધે છે, તે જ ઉત્તમ પ્રધાન છે. કહ્યું છે કે—

" કેટલાએક મંત્રીઓ પ્રતિધ્વનિ જેવા હોય છે ( રાજા જેમ બોલે તેમજ પોતે પણ બોલે તેવા હાજીયા હોય છે ), કેટલાક અરિસા જેવા ( પ્રતિબિંબ-છાયારૂપે ) હોય છે, અને કેટલાક દીવાની જેમ માત્ર માર્ગના દેખાડનાર હોય છે, પરંતુ અંકુશની જેમ રાજાને વશ કરનાર મંત્રી તો કોઇક જ હોય છે. "

વળી હે સ્વામી ! આપના પ્રસાદથી મારે ઘીની જરા પણ ન્યૂનતા નથી, જો કાર્ય હોય તો ઘીની નીક ચલાવવા પણ હું શક્તિમાન છું, તેથી કરીને હે રાજા ! બાળક થકી પણ હિત ગ્રહણ કરવું એમ જાણીને આવી રીત ન થાય-આવો રીવાજ બંધ થાય તેમ કરો. "

આ પ્રમાણે જાંગુલી વિદ્યાના જેવી તેની ઉદાર વાણી સાંભળીને રાજા ક્રોધરૂપી વિષથી મુક્ત થઇ ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે— " અહો ! આની દીર્ઘદૃષ્ટિ ! અહો ! આનું ધૃષ્ટપણું ( નીડરપણું ) ! અહો ! આની વાણીની મોટાઇ અને ચોથું એ કે અહો ! આના વચનની ચતુરાઇ ! આ સર્વ કોને આશ્ચર્યકારક નથી ? આ બાળક છે તોપણ બાળ એવા સિંહ, કલ્પવૃક્ષ અને સૂર્યની જેમ ચેષ્ટાવડે તો અબાળ જેવો છે. તેથી આ તેના પિતા સહિત મારા પ્રધાનપદને લાયક છે. " આ પ્રમાણે વિચારીને હર્ષના સમૂહથી મનમાં વિકસ્વર થયેલા રાજાએ તે પિતાપુત્રને પાંચે અંગના સુંદર વસ્ત્રો આપી સર્વ મુદ્રાના અધિકારી કર્યા. પીળી કાંતિવાળા સુવર્ણની મુદ્રાથી યુક્ત તેમના હાથરૂપ રાતું કમળ દેદીપ્યમાન અને મૂર્તિમાન લક્ષ્મીવડે જાણે આશ્રય કરાયું હોય તેમ શોભતું હતું. તે વખતે અલ્પ કાંતિવાળા શ્રાવકોરૂપી તારાઓવાળું જિનશાસનરૂપી આકાશ શત્રુરૂપી અંધકારને હરણ કરનારા તેમનાવડે સૂર્યોદયવાળું થયું. કહ્યું છે કે—

" जिणदेवो जिणभत्तो, राया मंती य सावत्र्यो वलवं ।
साइमत्र्यो आयरित्र्यो, पंचुज्जोत्र्या इमे हुंति ॥ २ ॥ "

" જિનેશ્વર દેવ, જિનેશ્વરના ભક્ત રાજા, મંત્રી, કે બળવાન શ્રાવક તથા અતિશયવાળા આચાર્ય, આ પાંચ શાસના ઉદ્યોતક છે."

રાજાએ તેમના સુખપૂર્વક નિર્વાહ થવા માટે દર વરસે દરેક ગામમાંથી તેમના પૂર્વના પુણ્યરૂપી વૃક્ષના પુષ્પ સમાન એક એક સોનામહોરનો લાગો કરી આપ્યો. ત્યારપછી હર્ષ પામેલા રાજાએ તે બન્નેને ચડવા માટે અશ્વ આપી ઘેર જવાની રજા આપી, ત્યારે તે બન્ને રાજાને પ્રણામ કરી અશ્વપર આરૂઢ થઇ પોતાના ઘર તરફ ચાલ્યા તેમની આગળ વાગતા વાજિંત્રોના શબ્દથી આકાશતળ ભરાઇ ગયું હતું, તેમની આગળ ચાલતા મંત્રીઓ, સામંતો, અમાત્યો અને લાખો અગ્રેસર મનુષ્યોના ચાલવાથી પૃથ્વીમંડળ નમી જતું હતું. આ રીતે તે બન્ને પુત્રપિતા શોભાવાળા **જયસિંહ** નામના સચિવને ઘેર જાણે કે ઇંદ્રપુત્ર અને ઇંદ્ર ઉત્તમ વિમાનમાં જાય તેમ ગયા. ત્યાં જયસિંહ પાસેથી આઠ હજાર રૂપીયા ગ્રહણ કરીને સર્વને સન્માન કરી સંતોષ પમાડી ઝાંઝણે સર્વને રજા આપી. આ પ્રમાણે વચનની ચતુરાઇથી પેથડ અને ઝાંઝણ તત્કાળ પ્રભુતાને પામ્યા. અથવા તો વાણીની કળા કદાપિ નિષ્ફળ થતી નથી. કહ્યું છે કે—

" वपुर्वचनवस्त्राणि, विद्या विभव एव च ।
वकारैः पञ्चभिर्हीनो, नरो नार्हति गौरवम् ॥ ४ ॥ "

" વપુ ( શરીર ), વચન, વસ્ત્ર, વિદ્યા અને વૈભવ આ પાંચ વકારથી હીન મનુષ્ય હોય તો તે ગૌરવતાને લાયક થતો નથી. "

" વાણી જ અપરિમિત–મોટા મહિમાનું ઘર છે, પણ લક્ષ્મી મહિમાનું ઘર નથી. જેમકે પોપટ સારી વાણીવાળો હોય છે તેથી તે સુવર્ણના ઘરમાં ( પાંજરામાં ) રહે છે, અને હાથી લક્ષ્મીનું ઘર છે તોપણ તે વાહન બને છે. બુદ્ધિમાન રાજાને સેવવા લાયક અપાર વ્યાપારરૂપી સમુદ્રને વિષે નવા આવાસમાં રહેલા પેથડે મેરૂ પર્વતની ઉપમા ધારણ કરી. સુવર્ણનું દાન કરનારા પેથડે પોતે અનેક લોકોને કર રહિત કર્યા. કેમકે પોતે સુખકારક હોય તો શેષ (બાકીના) સર્વ સુખકારક જ થાય છે. જેમ મેઘ સમગ્ર નદીઓના જળને સમુદ્રમાં લઇ જાય છે, તેમ તે પેથડે સર્વ પ્રકારના અધિકારમાં પ્રાપ્ત થયેલું

ધન રાજાને પમાડયું. તે પેથડે સીમાડાના ઉદ્ધત રાજાઓને પોતાની બુદ્ધિથી જ વશ કર્યા. જે બાબત યુદ્ધમાં અસાધ્ય હોય તે દેદીપ્યબુદ્ધિથી જ સાધી શકાય છે. ત્યાર પછી પેથડે ઝાંઝણને વાણીથી ન કહી શકાય તેવા ઉત્સવો પૂર્વક **દ્વિલ્લી** ગામના રહીશ **ભીમ** નામના શેઠની **સોભાગ્યદેવી** નામની કન્યા પરણાવી.

એકદા મોટી કીર્તિવાળા કન્યકુબ્જ દેશના રાજાએ કમળના સરખા મુખવાળી પોતાની કન્યાને માલવદેશના રાજા સાથે પરણાવવા પોતાના મંત્રીઓની સાથે મોકલી. તેથી તે મંત્રીઓ કન્યાને લઇ માલવ દેશના રાજા પાસે આવ્યા, અને ઉત્સાહ પૂર્વક તેમણે કન્યાના વિવાહદિકનો વૃત્તાંત તે રાજાને કહ્યો. પછી રાજાએ આપેલા ઉતારામાં તેઓ સુખે રહ્યા. તેવામાં એકદા તેઓએ સ્નાનને સમયે માલવેશની ક્રીડા જોઇ. તે વખતે તે રાજાને જેમ સુખ ઉપજે તેમ શરીરે અભ્યંગ કરાતું હતું ત્યારે એક તેલનું બિંદુ નીચે પૃથ્વીપર પડયું, તે રાજાએ જોયું એટલે તે બિંદુને આંગળીવડે લઇ રાજાએ પોતાના પગપર લગાડયું, તે જોઇ તે પ્રધાનો ખેદ પામીને વિચારવા લાગ્યા કે— "આવા બદ્ધમુષ્ટિ ( લોભી ) ને જમાઇ કરવાથી કન્યાને, તેના પુત્રને તથા અમારી જેવા સેવકોને શો લાભ છે ? કન્યા તો ઉદારતાને લીધે કલ્પવલ્લી જેવી છે, અને આ રાજાનું હૃદય તો કૃપણતાથી ભરેલું છે, તો પછી આ બન્નેના લગ્ન કેવા થાય ? શું કદાપિ સાકર અને કાંકરાનો, કલ્પલતા અને કેરડાનો તથા હંસી અને કાગડાનો સંબંધ યોગ્યતાને પામે ? " આ પ્રમાણે વિચારીને તે મંત્રીઓ કન્યા દેવામાં ઉત્સાહ રહિત થયા. તેમને જોઇ તેનું કારણ જાણી રાજાએ એક મોટી બુદ્ધિ આ પ્રમાણે કરી. તેણે પૃથ્વીધર ( પેથડ ) મંત્રીને કહ્યું કે—" આજે મને સ્વપ્ન આવ્યું, તેમાં ખરજના વ્યાધિથી શ્રેષ્ઠ અશ્વોને જર્જરિત જોયા અને પછી તેમને ઘીનું સ્નાન કરાવવાથી તેમને ગુણ થયેલો જોયો. પછી મેં સ્વપ્નપાઠકને પૂછયું ત્યારે તે બોલ્યો કે—" તમારા મુખ્ય અશ્વોના શરીરમાં ખરજનો વ્યાધિ થશે, તેથી પ્રથમથી જ ઘીના સ્નાનનો ઉપાય કરવો યોગ્ય છે, તેમાં હે રાજા ! રવિવારનો દિવસ આવે ત્યારે એક એક વારે સાત સાત અશ્વોને ઘીમાં સ્નાન કરાવવું અને પછી તે ઘી બ્રાહ્મણોને આપી દેવું. આ

પ્રમાણે કરવાથી બ્રાહ્મણોને ઘીનું દાન કરવા વિગેરેના પ્રભાવથી તે અશ્વોને ઉત્પન્ન થવાની ખરજ પણ ઉત્પન્ન થશે જ નહીં." આ પ્રમાણે સ્વપ્નપાઠકે કહ્યું છે તેથી હે મંત્રી! પથ્થરની સાંધોમાં સીસું પૂરીને એક કુંડ કરાવ, અને તેને ઘીથી ભરાવી દે. તે ઘી નગરના લોકો પાસેથી મંગાવવું." તે સાંભળીને પ્રધાને રાજાની આજ્ઞાથી ઘડેલા પથ્થરનો એક કુંડ કરાવ્યો, અને પોતાના ઘરથી કુંડ સુધી પથ્થરની નીક કરાવી. પછી તે મંત્રીએ વિચાર કર્યો કે—" ભરત રાજાએ નગરના લોકો પાસે ચૈત્ય કરાવવા માટે એક એક ઈંટ ઉપડાવી તેમને દુઃખી કર્યા હતા, તેમ ઘણા કાળથી પ્રસન્ન રાખેલા આ નગરના લોકો ઘી લાવવાથી દુઃખી થશે. આટલા કાળ સુધી તેઓના ઉપર મોટો ઉપકાર કર્યો છે, અને હવે એક થોડા કારણને માટે નગરજનોને પીડા કરવાથી મારી પણ કઈ શોભા થશે ? કહ્યું છે કે—

" કવિજનો ઉત્પેક્ષા કરે છે કે—હે પાપડ ! સૂર્યના પ્રચંડ કિરણોનો મોટો તાપ તેં અત્યંત સહન કર્યો છે, અંગારા ઉપર તને શેકયો તથા કડાઇમાં રહેલા ગરમ તેલમાં તને તળ્યો, તે સર્વ તાપ તેં બીજાને માટે સહન કર્યો છે, હવે અત્યારે તું તારી કુશળતાને પ્રગટ કરી દાંતની અંદર ભરાઇ રહ્યો છે, તેથી તને ધિક્કાર છે. આવા તારા કાર્યથી અમે લજ્જા પામ્યા છીએ."

આ પ્રમાણે વિચાર કરી પેથડ મંત્રીએ ચિત્રકલતાની ઇંઢાણી ઉપર રહેલા ઘડામાંથી નીકદ્વારા ઘી લઇ જઇને તે કુંડ સંપૂર્ણ ભરી દીધો. ત્યાર પછી રાજાની આજ્ઞાવડે રાજસેવકોએ અશ્વોને તે ઘીમાં સ્નાન કરાવ્યું, તેથી તે અશ્વો શરીરવડે જ સ્નિગ્ધ (ચિકાશવાળા) થયા એટલું જ નહીં, પણ હૃદયવડે પણ તે રાજા ઉપર સ્નિગ્ધ (સ્નેહવાળા) થયા. પછી સુગંધી પિષ્ટના ચૂર્ણવડે તે અશ્વોને ઉદ્વર્તન કરી તથા ઉના જળવડે ધોઇ સાફ કરી અશ્વશાળામાં બાંધ્યા, તથા તે ઘી બ્રાહ્મણોને આપી દીધું. આ સર્વ બનાવ પ્રથમથી જ જોઇને કન્યકુબ્જ ( કનોજ ) ના રાજાના પ્રધાનો આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા કે— " અહો ! નીકદ્વારા કુંડ ભરી અશ્વોને સ્નાન કરાવવાથી આ રાજાએ ઘી અને પાણી સરખાં ગણ્યાં, એ મોટું આશ્ચર્ય છે. તેથી રાજાનું

કાઇ પણ સ્વરૂપ મારી રીતે જાણી શકાય તેવુ નથી ” આ પ્રમાણે મનમા વિચાર કરતા તે પ્રધાનોને રાજાએ કહ્યુ કે—“ હે મત્રીઓ ! અમે એક તેલના બિંદુને પણ નકામો જવા દેતા નથી, અને કાર્ય પ્રસગે સેકડો મણ ઘીનો વ્યય કરીએ છીએ તેલ અને ઘીની જેમ દ્રવ્યને વિષે વિના પ્રયોજને એક પાઇનો પણ ખર્ચ કરતા નથી, અને કાર્ય પ્રસગે કોટી ધન પણ તૃણ સરખુ ગણીએ છીએ ” આ પ્રમાણે રાજાનુ વચન સાભળીને તે પ્રધાનો તેના ઔદાર્ય, ચાતુર્ય વિગેરે અનેક ગુણોથી રજન થયા, તેથી તેમણે મોટા પ્રશસ્ત ઉત્સવો પૂર્વક તે રાજા સાથે તે રાજકન્યા પરણાવી પછી રાજાએ તે પ્રધાનોને રજા આપી એટલે તેઓ પોતાના દેશમા ગયા પછી રાજાએ સાભળ્યુ કે પેથડે નગરના લોકો પાસેથી ઘી ઉઘરાવ્યુ નથી, તે જાણી રાજાએ પહેલા ઘીની નીક ચલાવવાનુ જે કહ્યુ હતુ, તે સત્ય માન્યુ રાજાનુ કાર્ય, પોતાનુ કાર્ય અને લોકોનુ કાર્ય કરનાર હોવાથી રાજાએ તે પૃથ્વીધર (પેથડ) નુ પ્રધાનપણુ સભામા વખાણ્યુ ઉત્તમ જન્મવાળા અને સર્વનો ગુણ ( ઉપકાર ) કરનારા તે પેથડે પોતાના યશના સમૂહરૂપી કપૂરની સુગધવડે પ્રજાને સુદર સુખવાળી કરી કહ્યુ છે કે—

“ पातकावाप्तकालुष्यो, व्यापार. कर्दमायते ।
पुण्डरीकायते तत्र, प्रजारञ्जनतो यश. ॥ ५ ॥

“ જેમા પાપરૂપી કલુષતા પ્રાપ્ત થતી હોય તેવો વ્યાપાર કાદવ જેવો છે, અને તે વ્યાપારમા જો પ્રજાને રજન કરવાથી યશ પ્રાપ્ત થાય તો તે કમળના જેવો મનોહર છે

[1]પલ્ય વિગેરેના સ્પષ્ટ દૃષ્ટાતવડે ભવ્ય પ્રાણી મિથ્યાત્વની ગ્રથિનો ભેદ કરીને આ સમાર સાગરમા ચિતામણિ રત્ન જેવા સમકિતને પ્રાપ્ત કરે છે ક્રિયારૂપી આટાવડે વ્યાપ્ત ભાવરૂપી ઘીથી દૃઢ રીતે બધાયેલુ અને મોટા ઉજમણારૂપી ખાડથી યુક્ત એવુ આ સમકિત કેટલાક પ્રાણીઓને લાડુ જેવુ થાય છે. ઉદાર અને બુદ્ધિમાન પુરૂષ પણ

૧ પલ્ય એટલે પાલો તેમા થોડુ ધાન્ય નાખે અને ઘણુ કાઢે, તેમ કરવાથી પાલો અમુક કાળે ખાલી થઇ જાય, તેમ થોડા કર્મ બાધે અને ઘણા કર્મ ખપાવે તેમ કરવાથી લઘુકર્મી થઇ સમકિત પામે છે

સાધર્મિક બધુઓના ઘરમા નવી-તાજી ટળીની ઉપમાવાળા આ સમકિતને પ્રાપ્ત કરાવવા શક્તિમાન નથી જ, પરતુ પોતાની શક્તિ પ્રમાણે પૂર્વે નહીં પ્રાપ્ત થયેલા સમકિતના પરિણામની યોગ્યતાને ધારણ કરતા આ ઉપર કહેલા મોદકો ( લાડુ ) ને જ પમાડી શકે છે કહ્યુ છે કે—

" રણસગ્રામને વખતે કાળા છત્ર વિગેરે હોય છે, લગ્ન ઉત્સવમા ક કુ કેશર વિગેરે હોય છે, અને દીક્ષા વખતે પરમાન્ન (ખીર) વિગેરે હોય છ અર્થાત્ પરિણામને અનુસારે જ ક્રિયા હોય છે ( યુદ્ધમા નિર્દય પરિણામ હોય છે, વિવાહમા રાગનો પરિણામ હોય છે, અને દીક્ષામા ઉજ્વળ પરિણામ હોય છે માટે તે તે પરિણામને યોગ્ય જ ક્રિયા હોય ) "

આ પ્રમાણે ગુરૂના મુખથી વાણી સાભળીને પછી તે પેથડે સમકિતના મોદકની લહાણી કરીને પોતાના અક્ષીણ ધીનો લાભ લેવાનો પ્રારભ કર્યો તેથી તેણે પ્રથમ માતાના હૃદય જેવો સ્નિગ્ધ,[1] સાધુના હૃદય જેવો ઉજ્વળ અને જિનેશ્વરના વચન જેવો સ્વાદિષ્ટ દળ તૈયાર કરાવ્યો તેમા ઉજ્વળ કાગળને વિષે જેમ બત્રીશ વર્ણ ( અક્ષર ) નો શ્લોક સ્થાપન કરવામા આવે તેમ બત્રીશ [2]વાના સહિત ઉત્તમ આટો સ્થાપન કરવામા આવ્યો પછી એક એક સોના મહોર સહિત તે દળથી ભરેલા એક એક ઘડાને જિનેશ્વરના દરેક ચૈત્યને વિષે તેણે દઢ આદર પૂર્વક મૂકયા પછી તે મત્રીએ જાણે મૂર્તિમાન ધર્મના ભરેલા હોય તેવા દળના ભરેલા ઘડાઓ એક એક રૂપીયા સહિત સાધર્મિકના ઘરોમા મોકલ્યા આ પ્રમાણે વિવેકી અને ભાગ્યવ ત એવા તે પેથડ મત્રીએ સવા લાખ ઘડાના પ્રમાણવાળા સમકિતના મોદકો આપ્યા

હવે આ રાજાને **શાકભરી** નગરીનો સ્વામી **ચાહમાન** કુળમા ઉત્પન્ન થયેલો **ગોગાદે** નામનો મોટો માડલીક રાજા જુનો પ્રધાન હતો, તે રાજાએ વર્ણવેલા પેથડના ગુણોની સ્તુતિ સાભળી અત્યત

---

૧ સ્નેહયુક્ત-પક્ષે ઘી યુક્ત ૨ ઘી, ખાડ, બ દામ, કોપરૂ, ચારોળી, પીસ્તા વિગેરે ઉત્તમ બત્રીશ ચીજો

પીડા પામ્યો. કારણ કે મેઘની ગર્જનાથી જવાસો[1] શું સુકાઇ જતો નથી? તેથી એકદા એકાંતમાં તેણે રાજાને કહ્યું કે—"હે દેવ! દેદના પુત્ર પેથડે ઘણું ઘી પૂરૂં કર્યું; તેનો વૃત્તાંત આપ સાંભળો. તે પેથડના ઘરમાં કામકુંભ અથવા કૃષ્ણચિત્રલતા છે, એમ સાંભળવામાં આવ્યું છે. તેના પ્રભાવથી તેને ઘી વિગેરેની અખૂટ પ્રાપ્તિ થાય છે. આપે તો આ બન્ને વસ્તુઓ માત્ર સાંભળી જ હશે, પણ નજરે જોઇ નહીં હોય. તેથી આ બે વસ્તુમાંથી જે કોઇ વસ્તુ હોય, તે આપને ઘેર જ લાયક છે. જો કામકુંભ હોય તો તેથી ઇચ્છા પ્રમાણે અશ્વો, હાથીઓ વિગેરે થાય છે, અને જો કૃષ્ણચિત્રલતા હોય તો તેથી ખજાનામાં અખૂટ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. હે રાજા! કૃષ્ણચિત્રવેલ, સ્પર્શપાષાણ, ચિંતામણિ રત્ન, સુવર્ણ પુરૂષ, કુત્રિકાપણ,[2] કામઘટ, કલ્પવૃક્ષ, કામદુઘા ગાય, જળકાંતમણિ, મોતીનું સ્રીપુરૂષ યુગલ, અંભસ્તર,[3] વજ્રનો ધ્વનિ, વેધકારી રસ (રસવેધ) અને દેવતાઇ (દક્ષિણાવર્ત) શંખ વિગેરે આ સર્વ વસ્તુઓ અતિ દુર્લભ છે. તેથી તમારે તેની પાસેથી તે વસ્તુ ગ્રહણ કરવી યોગ્ય છે. કેમકે પૃથ્વી ઉપર જે કાંઇ રત્ન (ઉત્તમ વસ્તુ) હોય તે રાજાને જ હોય છે. કદાચ આપને ગ્રહણ કરવાની ઇચ્છા ન હોય તો તે વસ્તુ જોવામાં શો દોષ છે? (મંગાવીને જુઓ તો ખરા)." આ પ્રમાણે તેનું વચન સાંભળી રાજા કે જે પ્રથમથી લોભી તો હતો જ, તે આના વચનથી અત્યંત લોભી થયો. અગ્નિ એકલો જ બાળનાર હોય છે, તેને પવનની સહાય હોય તો તેમાં શું કહેવું? કહ્યું છે કે—

" अग्निर्विप्रो यमो राजा, समुद्र उदरं गृहम् ।
सप्तैतानि न पूर्यन्ते, पूर्यमाणानि नित्यशः ॥ ६ ॥ "

" અગ્નિ, બ્રાહ્મણ, યમરાજ, રાજા, સમુદ્ર, પેટ અને ઘર, આ સાતને નિરંતર પૂર્યા કરીએ તોપણ તે પૂર્ણ થતાં નથી."

ત્યારપછી રાજાએ પેથડને બોલાવીને પૂછયું કે—" કેટલાક

[1] વર્ષાઋતુમાં જવાસો સુકાઇ જાય છે તેવો તેનો સ્વભાવજ છે. [2] કુત્રિયાની દુકાન—જેમાં ત્રણ લોકની સર્વ વસ્તુઓ હોય છે તે [3] પાણીમાં તારે તેવું રત્ન.

લોકો આવી આવી વાતો કરે છે, તે શું સત્ય છે ? કે અસત્ય છે ? ” ત્યારે દેદપુત્ર બોલ્યો કે—“હે સ્વામી! કામઘટની જે વાત કરતા હોય તો તે અસત્ય છે, પરંતુ ઘીના ઘડાની નીચે ઈંઢાણી છે, તેમાં કૃષ્ણ-ચિત્રક લતા હોય એમ સંભવે છે.” ત્યારપછી રાજાની આજ્ઞાથી તેણે તે ઘીનો ઘડો મંગાવી તેને દેખાડયો. તે વખતે રાજાએ તે ઈંઢાણીને ઘડાથી જુદી રાખીને તથા સાથે રાખીને તેની પરીક્ષા કરી ત્યારે તે ઈંઢાણીનો જ પ્રભાવ છે એમ જાણી રાજાએ તેના તે સત્યવાદીપણાથી ખુશી થઇ પોતાનુ મસ્તક ધુણાવ્યું કારણ કે વાણીયો ધન મેળવ વાનો ઉપાય, પ્રાપ્ત થતો તે તે લાભ, ધનનો સંચય, તેનો ન્યાસ ( થાપણ ) અને તેનો નાશ, આ સર્વ બાબતમા સત્ય બોલતો નથી. સત્ય વાણી જ તાંબૂલ વિનાનુ મુખનુ ભૂષણ છે, મંત્ર અને મૂળ ( ઔષધ ) વિનાનુ વશીકરણ છે, અને જળ વિના જ અગ્નિ વિગેરેને શીતળ કરવાનુ કારણ છે તે વખતે બુદ્ધિમાન પેથડે રાજાની આદર-વાળી દૃષ્ટિ વિગેરેની ચેષ્ટા જોઇ તેથી રાજાનુ મન ગ્રહણ કરવાનુ છે. એમ અયસ્કાંત મણિ જેમ લોઢાને ગ્રહણ કરે તેમ તેણે રાજાનુ મન ગ્રહણ કર્યું —જાણ્યું. કહ્યુ છે કે—

“उदीरितोऽर्थः पशुनाऽपि गृह्यते, हयाश्च नागाश्च वहन्त्युदीरिताः।
अनुक्तमप्यूहति पण्डितो जनः, परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥७॥

“ કહેલો અર્થ પશુ પણ ગ્રહણ કરે છે, પ્રેરણા કરવાથી ઘોડા-ઓ અને હાથીઓ પણ વહન કરે છે, પરંતુ જે પંડિત જન હોય તે કહ્યા વિના જ તર્કથી જાણી લે છે કેમકે બીજાની ચેષ્ટા જાણવી એ જ બુદ્ધિનું ફળ છે. ”

ત્યારપછી “ આને આપના ખજાનામા સ્થાપન કરો ” એમ કહીને તેણે તે કૃષ્ણચિત્રક લતા રાજાને આપી મોટાઓને માગ્યા પછી આપવુ તે કરતાં માગ્યા વિના પહેલેથી જ આપી દેવું સારૂ છે. ” જો અરિહંતનો ધર્મ મારી પાસે છે, તો આવી ચીજનુ મારે શું કામ છે ? ” એ પ્રમાણે પારમાર્થિક બુદ્ધિવાળો પેથડ તે વસ્તુ ગયા છતા પણ લેશ માત્ર ખેદ પામ્યો નહીં પછી રાજાએ તેને પાંચે અંગના દિવ્ય વસ્ત્રો અને દશ અમૂલ્ય મુદ્રિકાઓ પહેરામણીમા આપી તેનો અત્યંત સત્કાર કર્યો એટલે તે પોતાને ઘેર ગયો.

એકદા રાજા લતાના વિસ્તારના [1]સમૂહમાં કૃષ્ણચિત્રક લતાની સામે પ્રવાહે તરવાવડે પરીક્ષા કરવા માટે નદીએ ગયો. ત્યાં ઈંઢાણીને છોડીને તેમાંથી એક એક લતાના તંતુને તેણે નદીના પ્રવાહમાં મૂકવા માંડયા. જ્યારે તે ચિત્રવેલીનો તંતુ નદીમાં મૂકવામાં આવ્યો ત્યારે તે તંતુ સામે પ્રવાહે ચાલ્યો અને તે સર્પરૂપ થઇ ગયો. તેના મોટા ફુંફાડાવડે જળના તરંગો ઉછળવા લાગ્યા. તે વખતે યમુના નદીમાં રહેલા કાલિય નાગની જેમ તે નાગે કયા કયા લોકને ભયભીત ન કર્યા ? સર્વને ભયવાળા કર્યા. રાજાએ તેને ગ્રહણ કરવા માટે ઘણું ધન આપવાનું કહી લોભ પમાડયા, તોપણ કોઇ પણ તારૂ લોક મૃત્યુના ભયને લીધે તેને પકડવા શક્તિમાન થયા નહીં. ત્યારે રાજાએ પોતાના બાહુએ અંગદ બાંધેલું હતું તેમાં [2]ફણિજિત્ નામનો મણિ જડેલો હતો તે અંગદ પોતાના એક સુભટને આપ્યું, તેને તે પોતાના હાથે બાંધી સર્પ પાસે ગયો, એટલે તરત જ તે સર્પ અદૃશ્ય થઇ ગયો ( ચિત્રવેલીરૂપ સર્પ અદૃશ્ય થયો ). કલ્યાણ લક્ષ્મીના કારણરૂપ નરભવની જેવી દુર્લભ તે લતાને પામ્યા છતાં પણ પ્રમાદીની જેવા રાજાએ તે લતા વૃથા ગુમાવી દીધી. દૈવ ( નસીબ ) ક્રોધ પામે છે ત્યારે તે કાંઈ ચપેટા ( લાત )વડે કોઇ પણ પ્રાણીને મારતો નથી, પરંતુ તે પ્રાણીને એવી દુર્મતિ–કુબુદ્ધિ આપે છે કે જેથી તેનું કાર્ય વિનાશ પામે છે. તેથી કરીને આ જગતમાં જે ભાગ્યવાન પુરૂષ હોય તે જ વખાણવા લાયક છે. શૂરવીર કે પંડિત જન વખાણવા લાયક નથી. શું પાંડવો વીર અને વિદ્વાન છતાં પણ વનમાં ન ભમ્યા ?

રાજાએ પેથડનું અદ્ભુત ભાગ્ય જાણી તેની ચાડી સાંભળવાનો જાવજીવ નિયમ ગ્રહણ કર્યો. પોતાના અત્યંત ભાગ્યને લીધે પેથડ અને ઝાંઝણને તે રાજા એવો વશ થયો કે બીજા મૂળ અને મંત્ર વિગેરેના વશીકરણથી પણ તેવો વશ થાય નહીં. એકદા પેથડને રાજાએ કહ્યું કે–" હે મંત્રી ! તું છત્રને લાયક છે, પરંતુ એક રાજ્યમાં બે છત્ર હોઇ શકે નહી, તેથી તારે હવે પછી [1]શ્રીકરી વિના ઘર-

---

૧ ઇંઢોણીમાં ઘણી જાતની લતાના અવયવો હતા. તેમાં આમાં ચિત્રવેલી કઇ હશે ? તેની ખાત્રી નદીમાં મૂકવાથી થાય છે, એટલે કે તે ચિત્રવેલી હોય તો તે સામે પ્રવાહે ચાલે છે. ૨ સર્પને જીતનાર. ૧ મોરના પીંછાનું છત્ર.

માંથી બહાર નીકળવું નહીં.” આ પ્રમાણે રાજાની આજ્ઞાથી તે પેથડ પોતાના મસ્તકપર મોરના પીંછાનું છત્ર ધારણ કરવા લાગ્યો, તે જોઇ ભાટ ચારણ વિગેરે બંદીજનો તેને શ્રીકરીવડે ગાઢ અંધકારવાળો કહેવા લાગ્યા—એવા શબ્દથી તેની પ્રશંસા કરવા લાગ્યા. શ્રીકરી ઉપર રહેલા સુવર્ણના કળશની અને તેના લાંબા દાંડાની કાંતિ પડતી હોવાથી જાણે કે વીજળી સહિત મેઘ સમુદ્રની જેવા મુદ્રા મહિત એવા તે પેથડને આશ્રય કરીને રહ્યો હોય તેમ દેખાતું હતું. મોટી રાજ્યલક્ષ્મીને પોતાને સ્વાધીન રાખનાર, શ્રેષ્ઠ છત્ર ચામરને ધારણ કરનાર તથા મસ્તકપર શ્રીકરીને ધારણ કરનાર તે પેથડ પર્ણના આંતરાવાળો સાક્ષાત્ રાજા જ થયો ( રાજા તો માત્ર નામનો જ હતો ).

એકદા બ્રાહ્મ મુહૂર્તે ( પરોઢીએ ) ઉઠીને મોટી સંપદાને પામેલા તે પેથડ મંત્રીને પોતાની પૂર્વની નિર્ધન અવસ્થા યાદ આવી. તે વખતે પોતાના આત્માને ઉદ્દેશીને બોધ આપવા માટે તે આ પ્રમાણે બોલ્યો કે—“ હે જીવ ! આવી લક્ષ્મી પામીને આજે તું ગર્વ ન કર. કારણ કે પ્રાણીને સંપત્તિ અને વિપત્તિ દડાના ઉત્પાત અને અધઃપાતની જેમ પ્રાપ્ત થાય છે. તેમાં પૂર્વના પુણ્યથી સંપત્તિ અને પૂર્વના પાપથી વિપત્તિ પ્રાપ્ત થાય છે. તેથી કરીને મોટા રાજાએ પરણીને મોટા સત્કારને પમાડેલી ચિતારાની પુત્રીની જેમ તું હમેશાં ગર્વના આગમનમાં અર્ગલારૂપ તે પૂર્વની દશાનું સ્મરણ કરજે, કે જેથી ગર્વને આવવાનો અવકાશ રહે નહીં.” આ પ્રમાણે પોતાના આત્માને બોધ કરીને ફરીથી તેણે વિચાર્યું કે—“ મને આવી લક્ષ્મી પ્રાપ્ત થઇ છે, તેથી જણાય છે કે હમણાં મારા પૂર્વનાં પુણ્યનો ઉદય વર્તે છે. કહ્યું છે કે—

“ જેમ માટીની ગંધ વરસાદને સૂચવે છે, પૈડાંનો શબ્દ ગાડાને સૂચવે છે, પક્ષીનો સમૂહ નિર્જનપણાને સૂચવે છે, વીજળીના વિલાસો ઉન્નત મેઘને સૂચવે છે, દીવાની જ્યોતનો અકંપ વાયુના અભાવને ( સ્થિરતાને ) સૂચવે છે, અને ધૂમાડો અગ્નિને સૂચવે છે, તેમ વિસ્તારવાળો વૈભવ પૂર્વના પુણ્યનો ઉદય સૂચવે છે—અનુમાનથી જણાઇ આવે છે. ”

તેથી હવે હું જોઉં કે આટલા દિવસ સુધી ઉદ્યમ કરતા છતાં પણ સુવર્ણસિદ્ધિ મને સ્ફુરાયમાન થઇ નહીં તે શું મારા અભાગ્યને લીધે કે કાંઇક વિસ્મરણને લીધે ? તેની ખાત્રી કરવા માટે ઉત્તમ મેઘની જેવા ઔષધિઓની ખાણરૂપ આબુ પર્વત ઉપર જાઉં. કેમકે ઇચ્છિત ઔષધિઓ મોટા પર્વત સિવાય અન્ય સ્થળે મળી શકતી નથી." આ પ્રમાણે વિચાર કરીને તેણે પ્રાતઃકાળે રાજાને કહ્યું કે—"હે દેવ! પહેલાં ઘી નહીં આપવાથી આપ ક્રોધ પામ્યા હતા, તે વખતે મેં કલ્યાણની ઇચ્છાથી યાત્રા માની હતી. તે વખતે મારૂં વિઘ્ન જતું રહ્યું હતું–ઉલટી આપની પ્રસન્નતા થઈ હતી, તેથી **જીરાપલ્લી** નગરીમાં રહેલા શ્રી પાર્શ્વનાથ મહારાજને નમસ્કાર કરવાની મારી ઇચ્છા છે." તે સાંભળી રાજાએ વિચાર્યું કે–"સત્ય વચનના ક્ષીરસાગરરૂપ આ મંત્રીએ જે કહ્યું તે ખોટું નથી. કેમકે પીડા પામેલા પ્રાણીઓ સર્વ કરે છે. તથા તે શ્રી પાર્શ્વનાથ અર્હન્ પણ ઇચ્છાને પૂર્ણ કરનાર તીર્થ છે." એમ વિચારી રાજાએ તેને જવાની રજા આપી. ત્યારે રાજાની આજ્ઞા પામીને તે પેથડ પરિવારસહિત ચાલ્યો, અને જીરાપલ્લીમાં જઇ જિનેશ્વરને નમસ્કાર કરી તે આબુ પર્વતપર ચડયો. ત્યાં પણ દેવોને વંદના કરી પર્વતપર ચોતરફ ફરી ફરીને પુષ્પાદિકવડે ઓળખાતી ઔષધિઓને તેણે એકઠી કરી. તેના રસવડે પોતાની પાસે એક છરી હતી તેને લેપ કરી તેને અગ્નિમાં નાંખી તેને સુવર્ણરૂપ કરી દીધી. 'મેઘના યોગથી સર્વ ધાન્યાદિક થાય જ છે.' અગ્નિની શીતળતા, પથ્થરનું સુવર્ણપણું અને પાણીનું ઉંચે ચઢવું વિગેરે, ધન ધાન્ય વિગેરે તથા ધર્મ અને સ્વર્ગ વિગેરે સર્વે યોગથી જ પ્રાપ્ત થાય છે. ત્યારપછી તે મંત્રીએ પોતાના અભાગ્યરૂપી લોઢાની અર્ગલા ભાંગી ગઇ એમ નિર્ણય કરી બીજું સુવર્ણ કરવા માટે પોતાના સેવકને માંડવગઢ મોકલી ઘણું લોઢું મંગાવ્યું. તે સેવકના કહેવાથી ભયરહિત ઝાંઝણે ઉંટડીઓ ભરીને ઘણું લોઢું મોકલ્યું. તે જોઇ લોકોએ તર્ક કર્યો કે–"રાજાને માટે શસ્ત્રો ઘડવાના હશે તેથી આટલું લોઢું મોકલે છે." તે લોઢું લઇ બુદ્ધિમાનને વિષે ઇંદ્ર સમાન તે પેથડ મંત્રી પોતાના સાત આઠ વિશ્વાસુ પુરૂષોને સાથે રાખી કયાંઇક દૂર સ્થાને ગયો. ત્યાં ઔષધિના

રસને મેળવી તે રસનો લોઢાને લેપ કરી અગ્નિમાં નાંખી નિદ્રા રહિત થયેલા તેણે સાત રાત્રિદિવસવડે તે સર્વ સુવર્ણ કર્યું. પછી તે સર્વે ઉંટડીઓ સુવર્ણથી ભરીને વેગથી ચલાવી અને તેની પાછળ રક્ષણને માટે ઘોડેસ્વારો અને પત્તિઓને ચલાવ્યા. પછી શ્રી આદિનાથને વંદન કરવા માટે ચૈત્યમાં આવી તેણે આ પ્રમાણે વિચાર કર્યો કે–"સુવર્ણના લોભથી ઘણા છક્કાય જીવોનો ઘાત કરનારા મને ધિક્કાર છે. ત્યાગ કરવા લાયક દરેક બાબત તજવી અશક્ય હોય તોપણ ઉત્તમ પુરૂષો અતિ સાવદ્યને તો અવશ્ય સુખે કરીને તજે છે; તેવું અતિ સાવદ્યનું કાર્ય મેં કર્યું છે, તેથી નરકને વિષે પણ મારી સ્થિતિ નથી. સારા શ્રદ્ધાલુને પણ જો સવા વસો ધર્મ કહ્યો છે, તો આવું કર્મ કરનારા મારા જેવાને તો સ્વપ્નમાં પણ તે સવા વસો ધર્મ છે જ નહીં. હવે તો જે થવાનું હતુ તે થયું, પરંતુ હવે પછી આ કર્મ હું નહીં કરૂં, અને જેટલું સુવર્ણ કર્યું છે, તે સર્વનો તીર્થમાં જ વ્યય કરીશ." આ પ્રમાણે વિચારીને તેણે પાપના ભયને લીધે કોઇને આ સુવર્ણસિદ્ધિ બતાવવી નહીં અને પોતાને પણ હવે નવું સુવર્ણ બનાવવું નહીં, એ પ્રમાણે જિનેશ્વરની પાસે જાવજીવનો નિયમ કર્યો.

આ પેથડ મંત્રીએ આવી સુવર્ણસિદ્ધિનો પણ અતિ સાવદ્ય હોવાથી ત્યાગ કર્યો. તે સાંભળીને બીજા ભવ્ય પ્રાણીઓએ પણ તેવા સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવો યોગ્ય છે. તલ, મધ અને લાખ વિગેરેનો વેપાર કરનારા મનુષ્યો આ ભવમાં [1]પંક્તિરહિત થઇને પરભવમાં નારકની પંક્તિમાં ઉત્પન્ન થાય છે.

ત્યારપછી બે નાના તીર્થની યાત્રા કરીને પુણ્યવંત પુરૂષોના અલંકારરૂપ તે પેથડ મંત્રીએ માંડવગઢમાં આવી તે સઘળા સુવર્ણ ઉપર તીર્થનું નામ લખી તેને અતિ ગુપ્ત સ્થાનમાં સ્થાપન કર્યું.

**પેથડની ચિત્રવેલી, વ્યાપારની પ્રાપ્તિ અને સુવર્ણસિદ્ધિ વિગેરેના વર્ણન નામનો આ ત્રીજો તરંગ સમાપ્ત થયો.**

૧ ઉત્તમ વેપારીની પંક્તિ બહાર થઇને.



# अथ चतुर्थ तरंग.



તે પેથડ મંત્રીને વેપાર કરવાથી તથા તત્કાળ પ્રાપ્ત થયેલી સુવર્ણસિદ્ધિથી પાંચ લાખથી વધારે લક્ષ્મી થઇ. " મંત્રી વિગેરે સ્થાનની પ્રાપ્તિ થાય, કુસંગ પ્રાપ્ત થાય, તથા પ્રથમની ધર્મ સામગ્રીનો નાશ થાય, ત્યારે કોઇક વિરલા પુરૂષો જ ધર્મકાર્યમાં તત્પર રહી શકે છે. તેથી કરીને તેના વ્રતનો ભંગ ન થાઓ." એમ ધારી **શ્રીધર્મઘોષ** નામના સૂરિ મહારાજ પેથડનો ઘણો વૈભવ સાભળી અવંતી દેશમાં આવ્યા. જે પુરૂષો શ્રીગુરૂમહારાજના હૃદયરૂપી દર્પણની અંદર પ્રતિબિંબરૂપ થાય છે, તે પુરૂષો ધન્ય મનુષ્યોના મુગટ સમાન અને કલ્યાણલક્ષ્મીના સ્થાનરૂપ છે. તે આચાર્ય મહારાજ અનુક્રમે વિહાર કરતા સાયંકાળે એક ગામમાં ગયા. ત્યાં અત્યંત વાચાળ **માધવ** નામનો એક બંદી[1] રહેતો હતો. ગુરૂ મહારાજ તે રાત્રિ તે ગામમાં રહ્યા તે વખતે તે માધવે લોકોના મુખથી સાંભળ્યું કે--" આ ગુરૂ મહારાજ પેથડ મંત્રીના માંડવગઢમાં જાય છે. " તે સાંભળી તેણે વિચાર કર્યો કે-- " જો હું ગુરૂના આગમનની વધામણી પ્રધાનને આપું તો મને ઘણું ધન મળે. " આ પ્રમાણે વિચારીને તે લોભથી ચાલ્યો. એક રાત્રિ દિવસ પગે ચાલી સોળ યોજનને ઓળંગી તે માડવગઢમાં આવ્યો, અને પેથડને તેણે આ પ્રમાણે કહ્યું કે—" અગુરૂ[2] એવા કાષ્ઠને પણ અગ્નિ બાળી નાંખે છે, તેથી હે મંત્રીશ્વર ! તમે આલોક અને પરલોકમાં સુખ આપનાર એવા ગુરૂનો આશ્રય કર્યો છે, તે ઘણું સારૂં

---

૧ ભાટ ચારણ. ૨ ગુરૂ વિનાના, પક્ષે અગર નામનું કાષ્ઠ.

કર્યું છે જેઓ પે તાના ગુરૂની ખબર, પ્રશ ના કે નામ સાભળીને પણ હર્ષથી મોટુ ઇનામ આપે છે, તે પુરૂષોને ધન્ય છે આ કારણથી જ ગુરૂ અને માતાપિતાને દીપકરૂપ અને વહાણરૂપ કહ્યા છે, તેમના અનૃણપણામા ઉપકારનો બદલો વાળવામા આવા પ્રકાર વિના બીજો કાઇ ઉપાય નથી તેથી હુ તમને આજે વધામણી આપુ છુ કે—તમારા મોટા પુણ્યથી આકર્ષણ કરાયેલા **શ્રીધર્મઘોષ**નામના મુનિ મહારાજ અહીં પધારવાના છે " આ પ્રમાણે કાનને રસાયણ સમાન અકસ્માત્ ગુરૂનુ આગમન સાભળીને તે પ્રધાને તેને દાતને સ્થાને હીરા સહિત સુવર્ણની જિહ્વા ઇનામમા આપી તથા પાચે અગના વસ્રો, અશ્વ અને સમૃદ્ધિવાળુ એક[1] ગામ આપ્યુ ત્યારપછી તે તત્કાળ સામતાદિકની સાથે ઉભો થયો, અને પોતાના માણસોને ઘણા આશ્ચર્યવાળી પ્રવેશ મહોત્સવની તૈયારી કરવાનુ કહી પોતે રાજા પાસે ગયો પ્રધાને રાજાને શ્રીગુરૂના આગમનનો ઉત્સવ કરવાનુ કહ્યુ, એટલે રાજાએ પણ તેને છત્ર, ચામર અને વાજિત્રાદિક સર્વ સામગ્રી આપી પછી ચામરો, પટ્ટકૂળ ( વસ્ત્ર ), તેમા સ્થાપન કરેલા મુક્તાફળાદિક, સુવર્ણના કચોળા, થાળો, દર્પણો, અરિસાઓ, કેળના સ્તભો, કેતકીના પુષ્પો અને કમળો આ વિગેરે સર્વ વસ્તુઓવડે આખા નગરમા કુલ ત્રણસોને ત્રેસઠ તોરણો સારી રીતે બધાવ્યા ચોતરફ બાધેલી લક્ષ્મીના મૂળ સમાન રેશમી વસ્રની ધ્વજાઓ જાણે કે દૂરથી લોકોને આ મહોત્સવ જોવાને બોલાવતી હોય તેમ વાયુથી ફરકતી હતી જાણે કે સમય વિનાના સધ્યાના વાદળા હોય એવા પાચે વર્ણ ( રગ ) વાળા વસ્રોવડે[2] દુકાનોના માર્ગો બે પ્રકારે સારી [3]છાયાવાળા કરવામા આવ્યા મનુષ્યોએ વાસીદુ વાળીને સાફ કરેલા માર્ગોમા નાસિકાની સુગધને પ્રસરનાર ચદનમિશ્ર જળની વૃષ્ટિ છાટવામા આવી, ઘણુ શુ કહેવુ ? લક્ષ્મીથી ( શોભાથી ) વ્યાપ્ત તે નગરને જોઇ તે વખતે જોનાર લોકો સ્વર્ગની નગરી આકાશમા આલબન વિના રહેવાને અશક્ત હોવાથી અહીં પૃથ્વીપર ઉતરી છે એમ તર્ક કરવા લાગ્યા ત્યારપછી શુભ દિવસે પ્રધાને સર્વ જનોના ચિત્તને

---

૧ તે રહેતો હતો તેજ ૨ ચદરવા ૩ કાતિ ( શોભા ) વાળા તથા છાયાવાળા

ચમત્કાર કરનાર અને સંઘની પૂજાદિકવડે શ્લાઘા કરવા લાયક શ્રીગુરૂનો પ્રવેશ મહોત્સવ કરાવ્યો. તે વખતે તે ઉત્સવમાં લાખો રાજાદિક મનુષ્યો એકઠા થયા હતા, અશ્વપર ચડાવેલા વાગતા વાજિંત્રોના મોટા શબ્દો થતા હતા, મનુષ્યોને રંજન કરનાર નર્તકીઓ ઉત્તમ નૃત્ય કરતી હતી. બંદીજનોની કરેલી બિરૂદાવળીવડે શ્રેષ્ઠ પુરૂષો રોમાંચિત થતા હતા, વિવિધ પ્રકારના મહેલોથી મોટા મોટા વધામણાં આપતાં હતાં, તથા લક્ષ્મીને કરનાર શ્રીકરી, છત્ર અને ચામર વિગેરેવડે તેનો મોટો આડંબર દેખાતો હતો. આ ઉત્સવમાં તે પ્રધાને બહોંતેર હજાર જુના નાણાંનો વ્યય કર્યો હતો. પછી ગુરૂ પાસે આવી તે કૃતજ્ઞ પેથડે કહ્યું કે—"હે પૂજ્ય ! જો કદાચ પૂર્ણિમાના ચંદ્રના અમૃતવડે આપના ચરણને પખાળો, ગોશીર્ષ ચંદનના દ્રવ્યવડે વિલેપન કરી તથા ઉત્તમ સુગંધવાળા કલ્પવૃક્ષનાં પુષ્પોવડે પૂજીને મારા મસ્તકપર વહન કરૂં, તોપણ આપના કરેલા ઉપકારના સમૂહનો અનૃણતાને ( ઋણ રહિતપણાને ) કદાપિ પામું તેમ નથી. કહ્યું છે કે—

"સમકિત આપનાર ગુરૂ મહારાજ ઉપર ઘણા ભવો સુધી સર્વ ગુણે મેળવેલા હજાર કરોડ ઉપકારો કરવાથી પણ બદલો વળી શકતો નથી."

વળી હું ઋણ રહિત ન થાઉં એમ ઇચ્છું છું. કેમકે જો હું આપનો ઋણી રહું તો આવતા ભવોને વિષે પણ હું આપનો દાસ વિગેરે થઇને પણ આપના યોગને—સંબંધને પામું. કારણ કે પૂર્વભવના ઋણને લીધે જ આ ભવમાં પુત્ર, મિત્ર, વાણોતર, સ્ત્રી, ભાઈ, સેવક, પત્ની, વાહન, પુત્રવધૂ અને શિષ્ય વિગેરે સર્વ સંબંધીઓ થાય છે."

આ પ્રમાણે ગુરૂને કહીને તે પેથડ પોતાને ઘેર ગયો. ત્યારપછી પણ હમેશાં તે ગુરૂને નમવા જાય છે, તેમાં એકદા એકાંતમાં તેણે શ્રીગુરૂને વિનંતિ કરી કે—"હે પ્રભુ ! મારે પરિગ્રહના પ્રમાણ કરતાં ઘણું વધારે ધન થયું છે, તેથી આપ આજ્ઞા કરો કે તેનો ક્યાં વ્યય કરવો મને કલ્યાણકારક છે ?" ત્યારે પુણ્યરૂપી રથના સારથિભૂત તે ગુરૂ મહારાજે તેને કહ્યું કે—"સાંભળો, પ્રથમ તો લક્ષ્મીરૂપી વાનરી ગૃહસ્થીરૂપી વૃક્ષોને વિષે જરા પણ સ્થિર થઇને રહેતી નથી. કહ્યું છે કે—

" હે આમ્મજન ! સંપત્તિ તારે ઘેર રાત્રિવાસો રહી, તેટલામાં તું કેમ ગર્વિષ્ટ થયો ? શું આળસુ માણસને ગંગા નદી વારંવાર પ્રાપ્ત થાય છે ? "

વેપારીની લક્ષ્મી રાજાની ભ્રુકુટિરૂપી [1]પલ્લવના છેડાનો સ્પર્શ કરીને રહેલી છે, તેને પડતાં કેટલી વાર લાગે ? તેથી કરીને ચૈત્ય અને પ્રતિમા વિગેરે સાત ક્ષેત્રમાં તે લક્ષ્મીનો વ્યય કરવો પ્રશસ્ત છે, કારણ કે તેનાથી ઉત્પન્ન થતાં પુણ્યનું પ્રમાણ માત્ર એક કેવળીજ જાણે છે. કહ્યું છે કે—

" काष्ठादीनां जिनावासे, यावन्तः परमाणवः ।
तावन्ति वर्षलक्षाणि, तत्कर्त्ता स्वर्गभाग्भवेत ॥ १ ॥ "

જિનેશ્વરના ચૈત્યને વિષે કાષ્ઠ વિગેરેના જેટલા પરમાણુઓ હોય છે, તેટલા લાખ વર્ષ સુધી તે ચૈત્યને કરાવનાર પુરૂષ સ્વર્ગમાં રહે છે."

આ કારણથી જ **પદ્મ** નામના ચક્રવર્તીએ પોતાની માતાના હર્ષને માટે હમેશાં એક એક નવું ચૈત્ય બનાવીને ચૈત્યોની શ્રેણિવડે પૃથ્વીને ભૂષિત કરી હતી. રાજાઓને વિષે ઇંદ્ર સમાન **સંપ્રતિ** રાજાએ પૃથ્વીરૂપી સ્ત્રીના હાર સમાન છત્રીશ હજાર નવાં ચૈત્યો કરાવ્યાં હતાં. **કુમારપાળ** રાજા, **વિમલ** નામનો દંડનાયક અને **શ્રી વસ્તુપાળ** મંત્રી એ વિગેરે ઘણા ચૈત્યો કરાવનારા થઈ ગયા છે. મનુષ્યનું ધન સ્ત્રીના, લીલાવડે ચપળ થયેલા નેત્રની જેવું ચંચળ છે, અનુપમ શારીરિક બળ વીજળીના ઝંપાપાતની જેવું અસ્થિર છે, અને પ્રાણીઓનું આયુષ્ય વાયુએ કંપાવેલા કમળના પાંદડા ઉપર રહેલા જળબિંદુની જેવું ચપળ છે, તેથી ધન, બળ અને આયુષ્યનું ફળ જલદી ગ્રહણ કરવું યોગ્ય છે. " આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી મોટું પુણ્ય ઉપાર્જન કરવાની બુદ્ધિવાળા પૃથ્વીધરે ( પેથડે ) માંડવગઢની અંદર અઢાર લાખ રૂપીયા ખર્ચીને સુવર્ણના કળશ અને ધ્વજાદંડ સહિત **શત્રુંજયાવતાર** નામનું [2]દ્વાસપ્તતિ જિનાલયવાળું ચૈત્ય બનાવી તેમાં શ્રી આદિનાથને સ્થાપન કર્યા. વચ્ચે કોટાકોટિના નામથી પ્રસિદ્ધ મોટા મંડપવાળું અને આઠ આઠ ભાર સુવર્ણના બહોંતેર બહોંતેર સુવર્ણના કળશ અને ધ્વજાદંડવાળું

૧ નવાંકુર, નવું પાંદડું. ૨ ફરતા બહોતેર જિનાલયો સહિત.

તથા જોનારનાં નેત્રને અત્યંત શીતળતા આપનારૂં શ્રી શાંતિનાથનું ચૈત્ય શત્રુંજય પર્વતપર કરાવ્યું. તથા **ઓંકાર** નામના નગરમાં ઉંચા તોરણવાળું અતિ સુશોભિત ચૈત્ય કરાવ્યું. તે જ પ્રમાણે ભારતીપત્તનમાં, તારાપુરમાં, દર્ભાવતી નગરીમાં, સોમેશ્વર પત્તનમાં, વાંકાનેરમાં, માન્ધાતૃપુરમાં, ધારાનગરીમાં, નાગહ્રદમાં, નાગપુરમાં, નાશિકમાં, વડોદરામાં, સોપારકપુરમાં, રત્નપુરમાં કોરંટપુરમાં, કરહેટકપુરમાં, ચંદ્રાવતીનગરીમાં, ચિત્રકૂટમાં, ચારૂપનગરમાં, ઐંદ્રીનગરીમાં, ચિખ્ખલ નગરમાં, બિહારપુરમાં, વામનસ્થલીમાં, જયપુરમાં, ઉજ્જયિની નગરીમાં, જાલંધરપુરમાં, સેતુબંધમાં, પશુસાગર દેશમાં, પ્રતિષ્ઠાનપુરમાં, વર્ધમાનપુરમાં, પર્ણવિહાર પુરમાં, હસ્તિનાપુરમાં, દેપાલપુરમાં, ગોગપુરમાં, જયસિંહપુરમાં, નિંબસ્થુલ નામના પર્વત ઉપર, તે પર્વતની નીચે તળાટીમાં, સલક્ષણપુરમાં, જુનાગઢમાં, ધોળકામાં, મકુંદી નગરીમાં, વિક્રમપુરમાં, મંગળદુર્ગ પુરમાં, વિગેરે અનેક સ્થાનોમાં સુવર્ણ દંડ અને કળશ સહિત ચોરાશી પ્રસાદો તેણે કરાવ્યા. ફરકતી ધ્વજાવાળા તે સર્વ ચૈત્યો ભવ્ય પ્રાણીઓને જાણે બોલાવતા હોય, સ્વર્ગની લક્ષ્મીનું નુંછણું કરતા હોય કલિયુગની તર્જના કરતા હોય, અને મોક્ષ માર્ગને જાણે દેખાડતા હોય તેમ શોભતા હતા. તે સર્વ પ્રાસાદોને વિષે **દેવગિરિ** નામની નગરીમાં એક દિવ્ય પ્રાસાદ હતો, તે પ્રાસાદ તેણે જે પ્રકારે કરાવ્યો તે પ્રબંધને હે ભવ્યો ! તમે હમણાં સાંભળો—

ઘણા સુવર્ણને લીધે સાર્થક નામવાળું **દેવગિરિ**[1] નામનું નગર છે. તેના દરવાજામાં ઝુલતા હાથીઓના મદની વૃષ્ટિ થવાથી તેનો સુગંધ ચોતરફ વિસ્તાર પામતો હતો, તેની ચોતરફ રહેતા પ્રાકાર, ખાઇ અને ઉદ્યાનોની શ્રેણિ વડે તે વિંટાયેલું હતું, લક્ષ્મીના બીજની જેમ તે નગરના નામને શત્રુઓ એકાગ્ર ચિત્તે સ્મરણ કરતા હતા, હંમેશા વાગતા બાર હજાર વાજીંત્રોના શબ્દથી તેના શત્રુઓ ત્રાસ પામતા હતા. તેની અંદર યુદ્ધની શોભાને માટે જ શસ્ત્ર વિગેરે સર્વ સામગ્રી જોવામાં આવતી હતી, તે નગરમાં **શ્રીરામ** નામનો રાજા હતો. તેની પાસે નરમાદા મોતીનું યુગ્મ, ચિત્તને ચોરનારી સ્ત્રીઓ, કષ્ટનો

૧ મેરૂ પર્વત

નાશ કરનાર અશ્વ અને બાવના ચંદન આ ચાર રત્નો હતાં. તે રાજાના ખજાનામાં છપ્પન કરોડ સોનામહોરો હતી, એંશી હજાર અશ્વો અને બાર હજાર હાથીઓ તેના સૈન્યમાં હતા. તે રાજાને ઘણા સુવર્ણાદિકનો સ્વામી **હેમાદિ** નામનો મંત્રી હતો. તેણે કૃપણપણાને લીધે અર્થીઓને પોતાનું પાપ પણ આપ્યું ન હોતું (પાપનો નાશ કરવા જેટલું પણ દાન આપ્યું ન હોતું ) તે નગરમાં બ્રાહ્મણોનું એક છત્રવાળું સામ્રાજ્ય હતું, તેથી ત્યાં કોઇ જૈન ચૈત્ય કરાવે તો તેને તેઓ બળાત્કારે નિવારતા હતા. આ નગરીની આ સર્વ હકિકત સાંભળીને દેદના પુત્ર પેથડે હર્ષ પામી વિચાર કર્યો કે—" આ નગરી તો ઇંદ્રની નગરી જેવી છે, પરંતુ મિથ્યાત્વરૂપી અંધકારવાળી છે, તેથી જો તે નગરીમાં ચૈત્ય કરાવ્યું હોય તો તે અમાવાસ્યાના અંધકારમાં દીવા જેવું અને લવણસમુદ્રમાં અમૃતના કુવા જેવું થાય-ગણાય. તેથી કરીને જો કોઇપણ પ્રકારે હું ત્યાં ચૈત્ય કરાવું, તો ઘણો લાભ થાય, અને જિનશાસનની પ્રભાવના પણ ઘણી સારી થાય." (અહીં ગ્રંથકાર કહે છે કે) ચૈત્યાદિક પુણ્ય કાર્ય કરાવનારા બીજા ભવ્ય જીવો પણ જેઓ આ પેથડની જેવા ભાવને ધારણ કરે છે, તેઓ જ અગણિત પુણ્યવાન છે, પરંતુ જેમના ચિત્તની વૃત્તિ અન્યથા પ્રકારની હોય અને ચૈત્યાદિક કરાવે તેઓ પુણ્યવાન નથી. કહ્યું છે કે—

"દરેક જીવે પ્રાયે કરીને અનંત ચૈત્યો અને જિનપ્રતિમાઓ કરાવી છે, પરંતુ તે શુભ ભાવથી કરાવેલ નહીં હોવાથી સમકિતનો લેશ પણ સિદ્ધ થતો નથી."

ફરીથી પેથડે વિચાર્યું કે—"હેમાદિ પ્રધાનની સાથે હું પ્રેમ કરૂં, તો તેની પ્રેરણાવડે તેના રાજાથી આ મારૂં કાર્ય સિદ્ધ થાય. કેમકે સર્વ પ્રકારની લક્ષ્મીથી સંપૂર્ણ હોવાથી તે રાજા ઘણા સુવર્ણ માણિક્ય, અશ્વ અને હાથી વિગેરે વડે પ્રસન્ન કરી શકાય તેવો નથી. તેમજ પ્રધાનને પ્રસન્ન કર્યા વિના રાજાને પ્રસન્ન કરવો તે ન્યાય (યોગ્ય) પણ નથી. કેમકે દ્વારના બિંબની પૂજા કર્યા વિના મૂળનાયકની પૂજા થતી નથી. તેથી કરીને એક દાનશાળા કરાવવી અને તેમાં હેમાદિનું નામ કહેવું. પછી લોકની પરંપરાએ પ્રાસુક (કર્યા કરાવ્યા વિના જ-મફતનો ) પોતાનો યશ સાંભળીને તે ખુશી થશે. આ પ્રમાણે કરવાથી

તેની પ્રસન્નતા થશે, અને મને દાનથી ઉત્પન્ન થતું પુણ્ય પ્રાપ્ત થશે. આંબાને પાણી પણ પવાય અને પિતૃની તૃપ્તિ પણ થાય એ ન્યાય વડે બન્ને બાબત થશે." આ પ્રમાણે વિચાર કરીને તે પૃથ્વીધરે ઓંકાર નગરમાં મુસાફરોના સમૂહને પ્રસન્ન કરનારી એક મોટી દાનશાળા માંડી. તેમાં ઉત્તમ પુરૂષો આવે તેમને નિર્મળ જળવડે સ્નાન કરાવવામાં આવતું, અને સામાન્ય માણસોને માટે પગ ધોવાનું પાણી તૈયાર રાખવામાં આવતું, તેમજ તે દાનશાળાની પાસે કરાવેલા ચૈત્યમાં તે સર્વે અરિહંતની પ્રતિમાને નમસ્કાર કરતા હતા, તેથી સાધર્મિક થયેલા તે સર્વેને ભોજન કરાવવામાં આવતું. અહો ! તેનો વિવેક કેવો છે ? ત્યાં અનેક પ્રકારનાં ઘણાં પકવાન્નો, ખાંડયુક્ત માંડા (માલપુવા) અખંડ (આખા) અને ઉજ્વળ ચોખા (ભાત), પીળા રંગને પામેલી અને વઘાર વગેરેના ગુણવાળી દાળ, નાકે પીવાય તેવું ઘી, ઘણા શાક, પિત્તને શમાવનાર કરંભો, સ્નેહવાળું (ચીકાશવાળું) દહીં અને લવીંગના સંગથી સુગંધિ કરેલું શિતળ પાણી. આ સર્વને આવેલા મનુષ્યો ઇચ્છા પ્રમાણે ખાતા પીતા હતા. જમ્યા પછી તેમને કપૂર સહિત અને નાગરવેલના પાન સહિત સોપારી આપવામાં આવતું હતું, તથા સુવા બેસવા માટે સુંદર પલંગો આપવામાં આવતા હતા; ત્યાં આવનાર પ્રવાસી જનો સ્વાદિષ્ટ ભોજન કરતા અને સુખે સુતા હતા તેથી તેઓ પોતાની સ્ત્રી અથવા માતાના હાથને કે પોતાના ઘરને સંભારતા પણ નહોતા. કોઇ પ્રવાસી દાનશાળાના માલિકનું નામ પૂછતા, તો તેને હેમાદિ પ્રધાનનું નામ કહેવામાં આવતું હતું. આ પ્રમાણે તેણે તે દાનશાળા ત્રણ વર્ષ સુધી અખંડ ચલાવી. તેથી ભોજન કરીને પ્રસન્ન થયેલા ભાટચારણો જ્યારે દેવગિરિ નગરીમાં જતા હતા ત્યારે તે ત્રણે વરસ સુધી આદર પૂર્વક હેમાદિની આ પ્રમાણે પ્રશંસા કરતા હતા—" હે હેમાદિ મંત્રી ! ઓંકારપુરરૂપી વર્તુલ કયારો છે, તેમાં જગતના લોકોને પ્રીતિ કરનારી દાનશાળારૂપી પવિત્ર બીજ ( પુણ્યરૂપી બીજ ) વાવેલું છે, સાધુરૂપી સૈન્યે તેનો [1]ત્યાગ કર્યો છે, તેથી આ વિસ્તાર પામેલી કવિતારૂપી પાણીની નીકવડે તૃપ્ત થઇને તેમાં તમારી અનુપમ કીર્તિરૂપી લતા ઉત્પન્ન થઇ છે, તે આજે

૧ સૈન્યના ઉપદ્રવ રહિત છે.

માંડવાની જેમ બ્રહ્માંડ ઉપર ચડે છે." ઇત્યાદિક અમૃત્ય જેવા વર્ણનને હમેશાં સાંભળતા હેમાદિએ એકદા મનમાં વિચાર કર્યો કે—"મેં જન્મથી આરંભીને અત્યાર સુધી યાચકોને ગાળો સિવાય બીજું કાંઈ આપ્યું નથી, તો આ લોકો દાનશાળાની વાત શી કરે છે? કદાચ કાંઈ એકાદ માણસ આવું વચન બોલે તો તે ખોટું હોઈ શકે છે, પરંતુ આટલા બધા લોકો આટલા લાંબા કાળથી બોલે છે, તેથી તેઓ અસત્યવાદી હોય નહીં." આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાના એક માણસને તે જોવા માટે ઓંકારપુરમાં મોકલ્યો. તે ત્યાં જઇને પાછો આવ્યો, અને જાણેલી હકીકત આ પ્રમાણે કહેવા લાગ્યો—"હે મંત્રીશ્વર! સર્વ પ્રકારના સ્વાદિષ્ટ રસવાળી તે દાનશાળામાં જે ભોજનનો રસ લે છે, તે જિહ્વાને હું રસજ્ઞા કહું છું, અને બીજી જિહ્વા તો માત્ર સ્વાદ કરવાથી રસના કહેવી જોઇએ. ત્યાં જમવા આવેલા મનુષ્યમાંથી કોઇપણ મનુષ્ય સંતોષ પામ્યા વિના જતો નથી, અવજ્ઞાથી જેવું તેવું ભોજન કરીને જતો નથી, તથા તમારી પ્રશંસા કર્યા વિના જતો નથી. આટલા ત્રણ વરસના કાળમાં કુલ સવા કરોડ રૂપીયાનો જ ખર્ચ તમારે થયો છે, પરંતુ હું માનું છું કે તમારા યશ અને પુણ્ય તો કરોડ કલ્પાંત કાળ સુધી પહોંચે તેટલા થયા છે." આ પ્રમાણે કાનરૂપી નીકદ્વારાએ આવેલા તેના વચનરૂપી જળવડે તે હેમાદિનું હૃદય સિંચાયું, તેથી તેના આખા શરીરમાં રોમરૂપી અંકુરાનો સમૂહ પ્રગટ થયો—રોમાંચ ખડા થયા. ત્યારપછી તે હેમાદિ જાતે ઓંકારપુરમાં ગયો. ત્યાં દાનશાળાના અધિકારીને સારીરીતે પૂછી દાનશાળાનો માલિક પૃથ્વીધર છે એમ જાણી તેણે મનમાં તેની પ્રશંસા કરી કે—"તે પુણ્યવતી સ્ત્રીની કુક્ષિનું હું ઉતારણું થાઉં છું, કે જેણીએ આ પૃથ્વીધરરૂપી રત્ન ઉત્પન્ન કર્યું છે. જે સ્ત્રીને આવો પૃથ્વીધર જેવો લોકોત્તર ગુણવાળો પુત્ર હોય. તે પુત્રવતી સ્ત્રી ખુશીથી ગર્વ ધારણ કરો. બીજાના ધનથી પોતાનું નામ પ્રસિદ્ધ કરનારા ઘણા લોકો જગતમાં હોય છે; પરંતુ પોતાના ધનવડે બીજાની પ્રસિદ્ધિ કરનાર તો એક પૃથ્વીધર જ છે." આ પ્રમાણે મનમાં તેની પ્રશંસા કરીને તે સ્વર્ગની નગરીના ગૌરવને તિરસ્કાર કરનાર માંડવગઢમાં ગયો અને દેદના પુત્ર પેથડને તે મળ્યો. પેથડે પણ હર્ષથી તેનો સત્કાર કર્યો.

પછી હેમાદ્રિએ પેથડને કહ્યું કે—" તમે મારા નામની આવી ઉત્તમ દાનશાળા માંડી છે, તેનું શું કારણ છે, તે પ્રસન્ન થઇને ( કૃપા કરીને ) મને કહો. જો કે તમારા ઉપકારના અનૃણપણાને હું પામી શકું તેમ નથી, તોપણ મારે ઉચિત કાર્ય બતાવીને મને આનંદ આપો. " આ પ્રમાણે અતિ આગ્રહથી પ્રધાને પૂછયું, ત્યારે પૃથ્વીધર બોલ્યો કે—" હે મંત્રીશ્વર ! જો વિલંબ વિના કાર્યની સિદ્ધિ થાય તેમ હોય તો હું કહું. હેમાદ્રિએ કહ્યું—" વધારે તો શું કહું ? તમે ઇચ્છેલું કાર્ય મારે ધનવડે, બળવડે અને આ શરીરવડે પણ અવશ્ય કરવાનું છે. " દેદપુત્ર પેથડ બોલ્યો કે—" જો એમ છે તો તમે મને દેવગિરિ નગરીને મધ્યે જિનચૈત્યને લાયક મોટી પૃથ્વી આપો. " તે સાંભળી બ્રાહ્મણોની ઉદ્ધતાઇને લીધે આ કાર્ય દુષ્કર હતું એમ જાણતા છતાં પણ પેથડના મોટા ઉપકારથી ભારવાળો થયેલો હોવાથી તે પ્રધાને તે કાર્ય અંગીકાર કર્યું. ત્યારપછી તે બન્ને પરિવાર સહિત દેવગિરિ નગરીમાં ગયા. ત્યાં હેમાદ્રિએ તે મંત્રીશ્વરને મનોહર હવેલીમાં ઉતારો આપ્યો. " હું પોતે જ ચૈત્યની ભૂમિ માટે રાજાને વિનંતિ કરીશ. આ બાબત તમારે કાંઇપણ ચિંતા કરવાની નથી " એમ પૃથ્વીધરને કહી તે હેમાદ્રિ પોતાને ઘેર આવ્યો. અવસરને જોતો તે હેમાદ્રિ રાજાનું પડખું મૂકતો નહોતો. કેમકે વિના અવસરે કરેલું કાર્ય સારૂં થતું નથી. કહ્યું છે કે—

" गेयं नाट्यं रमा रामा, भूषा भक्तं पयः सिता ।
धत्तेऽनवसरे सर्वं, प्रीतिवीरुधि पर्शुताम् ॥ २ ॥ "

" ગાયન, નૃત્ય, લક્ષ્મી, સ્ત્રી, અલંકાર, ભોજન, જળ અથવા દૂધ અને સાકર વિગેરે સર્વ પદાર્થો અવસર વિના પ્રસન્નતારૂપી લતાને વિષે કુહાડારૂપ થાય છે. "

" प्रस्तावे भाषितं वाक्यं, प्रस्तावे शस्त्रमङ्गिनाम् ।
प्रस्तावे वृष्टिरल्पाऽपि, भवेत् कोटिफलप्रदा ॥ ३ ॥ "

" અવસરે કહેલું વચન, અવસરે વાપરેલું શસ્ત્ર અને અવસરે થયેલી થોડી પણ વૃષ્ટિ પ્રાણીઓને કરોડગણું ફળ આપનાર થાય છે. "

આ અવસરે તે નગરીમાં ઘોડાને વેચનારા પુરૂષો આવ્યા, અને

ઉદ્યાનમાં ઉત્તમ ઘોડાઓની શ્રેણિને બાંધી ત્યાં ઉતર્યા. તેમને આવેલા સાંભળી રાજા શ્રેષ્ઠ અશ્વ ખરીદ કરવા માટે ત્યાં ગયો, અને તેણે પ્રધાનને કહ્યું કે—" હે મંત્રી ! કહો ! આ બધા અશ્વોમાં કયો અશ્વ આપણે ગ્રહણ કરશું ? " ત્યારે શાલિહોત્રે રચેલા-કહેલા અશ્વનાં લક્ષણો જાણવામાં નિપુણ એવા પ્રધાને સર્વ અશ્વોને જોઈ એક જાતિવંત અશ્વ રાજાને દેખાડયો. તે અશ્વનું સત્ત્વ દેવ જેવું હતું, તેના શરીર ઉપર દશ આવર્તો હતા, તેનો ગંધ માલતીના પુષ્પ જેવો હતો, તેના કાન નાના હતા, સ્નિગ્ધ ( ચકચકિત ) રોમની શ્રેણિવડે તેની કાંતિ શ્યામ હતી, તેની પીઠ પહોળી હતી, વક્ષઃસ્થળ મોટું હતું, તેના શરીરનો પાછળનો ભાગ તથા બન્ને પડખાનો ભાગ પુષ્ટ હતો, તથા તેનો હેષારવ ગંભીર અને મોટો હતો. આવા સંપૂર્ણ લક્ષણવાળો તે અશ્વ રાજાના હર્ષને માટે થયો-રાજાને પસંદ પડ્યો. તેથી તેની ગતિ વિગેરેવડે પરીક્ષા કરી સર્વ લક્ષણ સહિત એવા તે અશ્વને સાઠ હજાર રૂપીયે ખરીદ કરી તેને લઈ રાજા પોતાને ઘેર ગયો.

એકદા રાજા તે અશ્વપર આરૂઢ થઈ પ્રધાન અને થોડા પરિવાર સહિત બીજે ગામ જવા નીકળ્યો. ત્યાં જતાં માર્ગમાં વચ્ચે કાદવવાળા તાજા પાણીના પૂરનો પ્રવાહ આવ્યો. તે જોઇ તે જાતિવંત અશ્વ રાજાએ ઘણા બળથી હાંકયો તોપણ તે પાણીમાં ચાલ્યો નહીં, ત્યારે રાજાએ ખેદ પામી ચાબકવડે તેને ઘણું તાડન કર્યું. તોપણ તે અશ્વ ચાલ્યો નહીં. તે જોઇ પ્રધાને વિચાર કર્યો કે—" આ જાતિવંત અશ્વ પાણીમાં કેમ ડરે છે ? " ઇત્યાદિ વિચાર કરતા બુદ્ધિમાનને વિષે અગ્રેસર એવા તે મંત્રીએ તેનું કારણ જાણી લીધું, એટલે તેણે રાજાને નિવારીને કહ્યું કે-" હે દેવ ! તેના પુંછડાને તેના પેટની સાથે બાંધી લ્યો એટલે તે શીઘ્રપણે આ પ્રવાહને ઓળંગશે. " તે સાંભળી રાજાએ તે પ્રમાણે કર્યું, એટલે તે અશ્વ તત્કાળ ઉડીને સામે પાર ગયો અને બીજા સર્વ અશ્વો પાણીમાં થઇને બહાર સામે કાંઠે નીકળ્યા. કેમકે તે અશ્વો તે જાતિવંત અશ્વ જેવા નહોતા. પછી રાજા તે ગામ જઇ કાર્ય કરી પાછો વળ્યો, ત્યારે પણ તે જ રીતે તે અશ્વ ઉડીને આવ્યો. તે વખતે રાજાના પૂછવાથી ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા પ્રધાને કહ્યું કે-" મારૂં

મોટું લાંબું પુંછડું પાણી સાથે અથડાવાથી અને તે પુંછડાથી ઉછળતા આ ડોળા પાણીથી મારા સ્વામીનો વેષ જરા પણ ખરાબ ન થાઓ, એવી શંકાના વશથી તે અશ્વ પાણીમાં પેઠો નહીં. કેમકે કુલીન પ્રાણીઓ કોઇપણ વખત પોતાના સ્વામીને પ્રતિકૂળ થતા નથી." તે સાંભળી રાજા અત્યંત ખુશી થયો. પછી રાજાની આજ્ઞાથી તે અશ્વને સર્વદા સુવર્ણના અલંકારો પહેરાવવામાં આવતાં, ઉત્તમ ખાવાનું આપવામાં આવતું, હમેશાં ત્રણ વાર ધૂપ ઉખેવવાપૂર્વક તેની આરતિ ઉતારવામાં આવતી હતી, અને માથે ચંદરવા બાંધેલા એકાંત સ્થાનમાં તેને સુખ ઉપજે એવી રીતે બાંધવામાં આવતો હતો. આ પ્રમાણે પરાક્રમી તે અશ્વ, રાજાને દેવની જેવો માન્ય થયો. પાણીરૂપી શત્રુના સૈન્યાદિકથી પ્રાપ્ત થતી આપત્તિરૂપી નદીમાં વહાણ સમાન અને વેગવડે વાયુ સમાન એવા તે અશ્વનું રાજાએ કષ્ટભંજન નામ આપ્યું.

આ રીતે વિનયગુણને લીધે તે અશ્વ પશુ છતાં પણ આદર સહિત પૂજાને પામ્યો, તેથી હે બીજા ભવ્યજનો ! તમે પણ પાપનો-કષ્ટનો નાશ કરનાર આ વિનયને વિષે જ યત્ન કરો. વિનયથી વિદ્યા, ધન, માન, યશ અને સુખ પ્રાપ્ત થાય છે. ઘણું કહેવાથી શું ? વિનય જ આ ભવ અને પરભવને વિષે શુભ ફળને આપનાર છે.

આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા તે અશ્વનો આશય જાણવાથી સંતુષ્ટ થયેલા રાજાએ હેમાદિ પ્રધાનને ઇચ્છિત વરદાન માગવાનું કહ્યું, ત્યારે અવસર જાણીને મંત્રીએ કહ્યું કે-"હે દેવ ! આ આપનું વચન વૃદ્ધ પુરૂષને દૂધ પાવા જેવું [1]થયું છે; કેમકે મારે પહેલાં પણ આપની પાસે કાંઇક એક બાબત માગવાની ઇચ્છા હતી જ, તેમાં આજે આપે આ પ્રમાણે વરદાન માગવાનો આદેશ કર્યો, તો હે ઉદાર દાતાર ! સાંભળો-મારો એક બંધુ આ નગરીમાં એક મનોહર ચૈત્ય કરાવવા ઇચ્છે છે, તેથી તેને માટે મનવાંછિત સ્થાનમાં તેટલી વિશાળ જગ્યા આપ આપો." તે સાંભળી રાજાએ કહ્યું—"હે

૧ વૃદ્ધને દૂધ પીવાની ઇચ્છા હોય જ છે. તેમા તેને કોઈ દૂધ આપે-પાય, તેવું તમારૂં આ વચન પણ છે.

મંત્રી ! આ બાબત બ્રાહ્મણોની અપ્રીતિ થાય તોપણ મારે તમને તેટલી પૃથ્વી આપવી જ છે; પરંતુ કહો કે તે તમારા બંધુનું નામ શું છે ? અને તે કયાં રહે છે ?" હેમાદ્રિએ જવાબ આપ્યો કે–"હે સ્વામી ! અવંતી દેશનો અલંકારરૂપ અને ધર્મકર્મમાં તત્પર પૃથ્વીધર નામનો મંત્રી મારો જીભનો માનેલો બંધુ છે. ત્યાંના જયસિંહ નામના રાજા તો માત્ર તે અવંતી દેશમાં બિંબરૂપે જ છે; બાકી તો માત્ર છત્ર ચામર વિનાનો પૃથ્વીધર જ રાજા છે. તે પ્રાતઃકાળે આપને પ્રણામ કરવા માટે આવશે. તે વખતે તે આપને સ્નેહથી ઘેર આવેલા અવંતીના સ્વામીને યોગ્ય એવા સર્વ ગૌરવને ( આદર સત્કારને ) લાયક છે." આ પ્રમાણે તેના વચનને સાંભળી હૃદયમાં અવધારી રાજાએ અનેક રાજકાર્યોવડે તે દિવસને નિર્ગમન કર્યો. વિકસ્વર હૃદય કમળને ધારણ કરતા હેમાદ્રિએ પણ પૃથ્વીધર પ્રધાનની પાસે જઇ પ્રાતઃકાળે રાજાને મળવાનો અવસર જણાવ્યો.

પ્રાતઃકાળે જેમ સૂર્ય ઉદયાચળ પર્વતપર આરૂઢ થાય તેમ તે રાજા, મંત્રી અને સામંત વિગેરેની સાથે સભામાં સિંહાસનપર આરૂઢ થયો. તે વખતે એક થાળમાં સોનામહોરો ભરી તેના ઉપર એક શ્રીફળ મૂકી માલવ દેશનો પ્રધાન પેથડ તે રાજાને મળવા આવ્યો. તે પ્રધાન જ્યારે સમીપે આવ્યો ત્યારે રાજાએ એકદમ સિંહાસનપરથી ઉભા થઇ તેને પ્રીતિથી આલિંગન કર્યું. "કુળવાન પુરૂષો વિનયવાળા જ હોય છે." કહ્યું છે કે—

" केनाञ्जितानि नयनानि मृगाङ्गनानां,
कोऽलङ्करोति रुचिराङ्गरुहान् मयूरान् ।
कश्चोत्पलेषु दलसंनिचयं करोति,
को वा दधीत विनयं कुलजेषु पुंस्सु ॥ ७ ॥ "

મૃગની સ્ત્રીઓ ( મૃગલીઓ )ના નેત્રો કોણે આન્યા છે ? મનોહર પીંછાવાળા મોરોને કોણ અલંકાર કરે છે ? કમળને વિષે પત્રનો સમૂહ કોણ કરે છે ? તથા કુળવાન પુરૂષોને વિષે કોણ વિનયને ધારણ કરે છે ? કોઇ કાંઇ પણ કરતું નથી–તેવો તેમનો સ્વભાવ જ છે.

પછી રાજાએ તેને યોગ્ય આસનપર બેસાડી કુશળ સમાચાર

પૂછી તે થાળમાંથી માત્ર શ્રીફળને જ ગ્રહણ કરી બીજું ભેટણું તેને પાછું આપ્યું. પછી તે પ્રધાનને પહેરામણી પહેરાવી રાજા તેને પૃથ્વી આપવા માટે અશ્વપર આરૂઢ થઇ ઘણા પરિવાર સહિત નગરીની અંદર ગયો. ચૌટાની મધ્યે તેણે પૃથ્વી માગી ત્યારે રાજાએ બ્રાહ્મણોને દુભાવીને પણ તે જ ભૂમિ આપી ત્યાં દોરી દેવરાવી. પછી તે જ વખતે પ્રધાને ભેટણામાં આણેલા સુવર્ણવડે નગરીના લોકોને સંતોષ પમાડી વાજિત્ર વગાડવાપૂર્વક હર્ષનો મહોત્સવ કર્યો. સરળ હૃદયવાળા તે પ્રધાને મોટા શેઠીયાઓની સાત હવેલીઓ થાય તેટલી વિશાળ પૃથ્વીને વિષે રહેલા હાટ અને ઘરો સર્વે પાડી નંખાવ્યા. લોકમાં કહેવત છે કે–જળવાળો પ્રદેશ મકાન કરવા માટે તોડી નંખાય છે, મકાનને ઘરનો ઓરડો કરવા માટે તોડી નંખાય છે, ઓરડો હાટ કરવા માટે તોડી નંખાય છે, અને હાટ ચૈત્ય કરવા માટે તોડી નંખાય છે. પછી ત્યાં શુભ દિવસે ત્રણ વાંસ ઉંડી પૃથ્વી પાયાને માટે ખોદી ત્યારે ત્યાં તે નગરીના સર્વ જળાશયોમાં પૂર્વે જેવું પાણી નીકળ્યું નહોતું તેવું અતિ સ્વાદિષ્ટ પાણી નીકળ્યું, તે પેથડ પાયો ખોદાવતાં તેવા પ્રકારનું મિષ્ટ જળ નીકળ્યું તેમાં કાંઇ આશ્ચર્ય નથી. કેમકે તેવા પુણ્યશાળીના ભાગ્યે કરીને તો નિધાન પણ નીકળે છે. કહ્યું છે કે—

" पदे पदे निधानानि, योजने रसकूपिका ।
भाग्यहीना न पश्यन्ति, बहुरत्ना वसुन्धरा ॥ ८ ॥ "

" પૃથ્વીપર પગલે પગલે ( ઠેકાણે ઠેકાણે ) નિધાનો હોય છે, અને યોજન યોજનને છેટે રસકૂપીકા હોય છે, એ રીતે પૃથ્વીપર ઘણાં રત્નો હોય છે. પરંતુ ભાગ્યહીન પુરૂષો તેને જોઇ શકતા નથી. "

આવું સ્વાદિષ્ટ પાણી નીકળ્યું જાણીને અત્યંત ઇર્ષ્યાવાળા બ્રાહ્મણોએ ઉત્સુકતા પૂર્વક સાયંકાળે જ રામદેવ રાજા પાસે જઇ વિનંતિ કરી કે–" હે રાજા ! સાંભળો.–આ નગરીમાં કોઇપણ ઠેકાણે સ્વાદિષ્ટ પાણી અત્યારસુધી નીકળ્યું નથી, તે આજ આપના ભાગ્યથી ચૈત્યની પૃથ્વીમાં પ્રગટ થયું છે, તેથી કરીને તે જગ્યાએ આપ મોટી વાવ કરાવો. ત્યાં તરસ્યા થયેલા અઢારે વર્ણ પાણી પીશે, તેમાં

આપને જે પુણ્ય થશે તેનો પાર જ નથી. હે પૃથ્વીપાલ ! કુવાદિક જળાશય કરાવવામાં પુરાણોને વિષે પણ ચોરનું ઉદાહરણ આપી મોટું પુણ્ય કહ્યું છે. તે આ પ્રમાણે.—

પહેલાં કોઇ ચોર નાસીને જતો હતો. માર્ગમાં તે તરસ્યો થયો, તેવામાં કોઇ સરોવર તેણે જોયું. તેમાં પાણી નહોતું; પરંતુ તેમાં એક ઠેકાણે કાંઇક આર્દ્ર ( ભીની ) પૃથ્વી જોઈ, તેમાં તેણે ખાણુ ખોસીને પાણી પીધું. પછી તે ખાણુ ખેંચી લેતાં તેના ફળાની સાથે માટી બહાર નીકળી એટલે તેમાંથી જળ નીકળ્યું. પછી તે ચોર ત્યાંથી આગળ ચાલ્યો. તેટલામાં પાછળથી આવેલા સુભટોએ તેને મારી નાંખ્યો, તે મરીને તે સરોવરની થોડી પણ માટી કાઢવાના પુણ્યથી દેવ થયો.

તેથી કરીને હે દેવ ! આપ પુણ્યશાળી તેને ચૈત્યને યોગ્ય એવી બીજી ભૂમિ આપીને તે ઠેકાણે મોટા પુણ્યને માટે વાવ ખોદાવો." આ રીતે તે અજ્ઞાની બ્રાહ્મણોએ રાજાને વાવ કરાવવાનું કહ્યું; પરંતુ તેમાં મેરૂ અને સરસવ જેટલું પાપ પુણ્યનું આંતરૂં છે ( એટલે કે જળાશય કરાવવામાં મેરૂ જેટલું પાપ અને સરસવ જેટલું પુણ્ય છે.) પહેલાં ભોજરાજાએ એક નવું તળાવ ખોદાવ્યું હતું ત્યારે તેની પાસે કુબુદ્ધિવાળા કવિઓએ તે તળાવનું અનેક પ્રકારે વર્ણન કર્યું હતું. તે વખતે બુદ્ધિમાન ધનપાળ કવિએ કહ્યું હતું કે હે ભોજ રાજા ! આ તળાવના મીષથી મોટી દાનશાળા જ છે, તેમાં હમેશાં માછલાં વિગેરે રૂપ રસોઇ તૈયાર જ રહે છે, તેને ખાનારા પાત્રો બગલા, સારસ અને ચક્રવાક પક્ષીઓ છે, તેમાં કેટલું પુણ્ય થાય ? તે અમે જાણતા નથી.

આ પ્રમાણે વાયુની જેવા બ્રાહ્મણો અને તેનાં વચનોથી ફળને આપનાર ( વૃક્ષ ) રૂપ રાજાનું ચિત્તરૂપી પાંદડું ડોલાયમાન થયું. કેમકે રાજાઓ કાનના કાચા હોય છે. કહ્યું છે કે—

" પરિપૂર્ણ, વિદગ્ધ અને રાગવાળો પણ રાજા જો કાનનો કાચો હોય તો તેને ગ્રહણ કરવા ( પોતાનો કરવા ) કોણ શક્તિમાન થાય ? જેમકે પકાવેલો, રંગાવેલો અને પરિપૂર્ણ એવો પણ માટીનો [illegible] ને કાંઠા

વિનાનો હોય તો તેને કોણ ગ્રહણ કરી શકે ?" (અહીં પાર્થિવ એટલે રાજા અને માટી સંબંધી તથા કર્ણ એટલે કાન અને કાંઠો વિગેરે અર્થો જાણવા.)

"પ્રાતઃકાળે હું જાતે ત્યાં આવી તે પાણી પીને તેનું સ્વાદીષ્ટપણું જાણી મોટી વાવ કરાવીશ." એમ કહી રાજાએ તે બ્રાહ્મણોને રજા આપી. તે નગરનો નિવાસી રાજાનો જ એક હજામ હમેશાં પેથડને ઉતારે તેનું માથું ગુંથવા માટે આવતો હતો, તેને પેથડે પૈસા આપી પ્રસન્ન કર્યો હતો. તેણે બ્રાહ્મણોનો આ વૃત્તાંત સાંભળ્યો હતો, તેથી તેણે આવીને દેદપુત્ર પેથડને તે હકિકત કહી. "હલકા માણસને પણ ખુશી કર્યો હોય તો તે અવસરે શુભ કરનાર થાય છે અને ખુશી કર્યો ન હોય તો તે અવસરે અશુભ કરનાર થાય છે. કેમકે વિકટ સંકટમાં પડેલા એક હાથીને એક ઉંદરે શું નહોતો છોડાવ્યો ? અને શ્રીકૃષ્ણે કર્ણરાજાને યમરાજના મંદિરમાં નહોતો મોકલ્યો ?" આ વૃત્તાંત જાણી દેદપુત્ર પેથડે વિચાર કરી તે જ રાત્રિમાં દ્વારપાળને પોતાનો લવણનો પરવાનો આપી નગરમાં લવણની પોઠ મંગાવી, તે લવણ જળમાં નંખાવી તેને હલાવી ખારૂં પાણી કરી પોતાને ઉતારે આવી તે અવન્તીનો પ્રધાન પેથડ સુખે સુઈ ગયો.

પ્રાતઃકાળે રાજા ત્યાં આવ્યો, અને માણસો પાસે તે પાણી મંગાવી પોતે તેનો આસ્વાદ કર્યો તે વખતે તે ખારૂં લાગવાથી રાજાએ થુ થુ કર્યું, અને "બ્રાહ્મણોએ ઇર્ષ્યાથી અસત્ય વાત કરી છે" એમ વિચારી બ્રાહ્મણોને ઠપકો આપી પૃથ્વીધરનું સન્માન કરી રાજા પોતાને સ્થાને ગયો. આ પ્રમાણે બ્રાહ્મણોના સર્વે અશુભ વિચારો ક્ષય પામ્યા. જો કદાચ અસત્પુરૂષોનું વાંછિત સિદ્ધ થતું હોય તો સત્પુરૂષો જીવી પણ ન શકે. કહ્યું છે કે—

"मृगमीनसज्जनानां, तृणजलसंतोपविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुनाः निष्कारणवैरिणो जगति ॥ १२ ॥"

"ઘાસથી આજીવિકા કરનારા મૃગના શિકારીઓ આ જગતમાં કારણ વિનાના વેરી છે, જળથી આજીવિકા કરનાર મત્સ્યોના મચ્છીમાર કારણ વિનાના શત્રુ છે, અને સંતોષથી આજીવિકા કરનાર સજ્જનોના ચાડીયા પુરૂષો કારણ વિનાના શત્રુ છે."

ચૈત્ય કરાવવાની ભૂમિ મળ્યા પછી તે મંત્રીને જે એક બુદ્ધિમાન સૂત્રધાર મળ્યો, તેનો સંબંધ હવે કહે છે—પહેલા સિદ્ધરાજે રૂદ્રમહાલય ( રૂદ્રમાળ ) કરાવીને પછી' આવુ કામ આ બીજે ઠેકાણે ન કરે ' એવી ઇચ્છાથી તે સૂત્રધારને અંધ કર્યો ત્યારે તે સૂત્રધારે તેથી પણ અધિક જૈન પ્રાસાદ કરવાની પ્રતિજ્ઞાપૂર્વક ઇચ્છા કરી, પરંતુ તે વખતે જૈન પ્રાસાદ કરાવનાર કોઇ મહાપુરૂષ મળ્યો નહીં છેવટ પોતાને અંત સમયે તેણે પોતાની પ્રતિજ્ઞા તેના પુત્રને સ્વીકાર કરાવી અને તે મર્મસ્થાનને પીડા કરનાર શલ્યને દૂર કરી સુખે સમાધિએ મરણ પામ્યો ત્યારપછી બીજી ત્રણ પેઢી સુધી તે પ્રતિજ્ઞા પૂર્ણ ન થવાથી એમની એમ ચાલી આવી પછી પાચમી પેઢીએ કળાના સમુદ્રરૂપ રત્નાકર નામે સૂત્રધાર થયો તે ઘણો કાળ ગયા છતા પણ જાણે તાજુ વેર હોય તેમ તે પ્રતિજ્ઞાને ધારણ કરતો હતો કેમકે દ્વેષ, પ્રેમ અને દેવુ ( દેણુ ) એ સમુદ્રની જેમ ક્ષીણ થતા નથી તેથી તે ઉત્તમ ચૈત્ય કરવાની ઇચ્છાથી સર્વત્ર ફરતો હતો, તેથી તેવુ ચૈત્ય કરાવવાની ઇચ્છાવાળા તે પેથડ મંત્રીને સાભળી તે તેને મળ્યો, તેની સાથે સર્વ વાતચીત કરી સરલ હૃદયવાળા પેથડ તે રત્નાકર પાસે તેનો આરંભ કરાવી બીજા કારીગરો તેને સોપી તથા પોતાના વાણોતરોને ત્યા રાખી પોતે અવન્તીમા ગયો પછી કીર્તિવડે દિશાઓને સુગંધિ કરનાર તે મંત્રીએ કારીગરોને માટે બત્રીશ ઉંટડી (સાંઢો) ભરીને સુવર્ણ મોકલ્યુ તે ચૈત્યને માટે દશ હજાર ઈંટોના નિભાડા રોકવામા આવ્યા, તે દરેક નિભાડામા દશ દશ હજાર ઈંટો પકાવવામા આવતી હતી ક્ષીરસાગરમા પડેલો વિષનો બિન્દુ જેમ કાંઇ પણ દોષને કરી શકતો નથી, તેમ ચૈત્ય કરાવવાથી ઉત્પન્ન થતા પુણ્યમા તેના આરંભથી ઉત્પન્ન થયેલુ પાપ કાંઇ પણ દોષને કરી શકતુ નથી ત્રણ વાસ ઉંડા ખોદેલા પાયામા પૂરેલા પથરાઓની સાધેમા અનુક્રમે પાચશેર, દશશેર અને પંદર શેર સીસાનો રસ પૂર્યો હતો તે ચૈત્યમા કેટલીક એકવીશ ગજની લાબી ચૌદસો ને ચુમાળીશ પથ્થરની પાટો ગોઠવવામા આવી હતી એકદા ઇંડુ ચડાવવાની પાટને અંદરના કિલ્લાથી વિઘ્ન આવે છે એવુ સાભળી દેદપુત્રે (પેથડે) એકદમ ત્યા આવી એક રાતમા જ તેટલા વિભાગમા રહેલા

કિલ્લાને પાડી ન ખાવ્યો પછી બન્ને બાજુ પગથીયાની શ્રેણી જોડી (કરી) અખંડ ભાગ્યના સ્થાનરૂપ અને સાહસને ધારણ કરનાર તે પેથડે ઈંડુ ચડાવી કિલ્લાને ફરીથી સજ્જ–તૈયાર કર્યો સાહસિક પુરૂષને કાર્યની સિદ્ધિ થાય છે, કાયર પુરૂષને થતી નથી નેત્ર ભીરૂ હોય છે તેથી તે કાજળને પામે છે અને કર્ણ ધીર છે તેથી તે સુવર્ણ (કુંડળ) ને પામે છે કહ્યુ છે કે—

" (મહા દુર્ગમ એવી) લંકા નગરી જીતની છે, સમુદ્રને ચરણથી તરવો છે, રાવણ જેવો શત્રુ છે, અને રણસગ્રામમા વાદરાઓ જ સહાયભૂત છે, તો પણ રામે યુદ્ધમા સમગ્ર રાક્ષસ કુળનો નાશ કર્યો તેથી જણાય છે કે મહાપુરૂષોના સત્ત્વમા જ ક્રિયાની સિદ્ધિ રહી છે, પણ બાહ્ય સહાય વિગેરે ઉપકરણમા કાર્યની સિદ્ધિ રહી નથી,"

તે ચૈત્યમા સ્થાપન કરવા માટે તે મંત્રીએ ચંદ્ર જેવી કાંતિવાળા આરસના પથ્થરની વ્યાશી આગળની શ્રીવીર પ્રભુની પ્રતિમા કરાવી તે ચૈત્યમા રહેલી પુતળીઓને જોઇને ઘણા લોકો એમ માનવા લાગ્યા કે–" અમે પરલોકમા આવી સ્ત્રીઓની પ્રાપ્તિનુ કારણભૂત તપ કરીએ નિપુણતાની કોતરણી (કારીગરી) વડે સંપૂર્ણ (અથવા નિપુણતાવડે યુક્ત સંપૂર્ણ) વસ્તુઓના આકાર તે પ્રાસાદમા રહેલા હતા, તેથી તે પ્રાસાદ ત્રણ જગતની સૃષ્ટિ બનાવવામા વિધાતાને બિંબના ખજાનારૂપ થયો હતો હુ ધારૂ છુ કે તે પ્રાસાદ રમણીય છતા પણ વિરામ પામીને પૃથ્વી થકી આકાશમા જતો નથી, તેનુ કારણ ગાઢ [1]જળે તેના પાદ (પાયા) ગ્રહણ કર્યા (પકડયા) છે એજ છે સર્વ સુવર્ણનો ખર્ચ થાય એવા મોટા ઉત્સવ પૂર્વક તે મંત્રીએ પ્રાસાદ, પ્રતિમા, સુવર્ણકળશ, સુવર્ણદંડ, અને ધ્વજા એ સર્વની એકી સાથે પ્રતિષ્ઠા કરી જે વખતે પ્રતિષ્ઠા થતી હતી તે વખતે લાખો શેઠીયાઓની સભા વચ્ચે માધવ નામના બદીએ એક ઉત્તમ શ્લોક આવા અર્થવાળો કહ્યો—" હે મંત્રીશ્વર ! નાગકુમારીઓએ સંગીતમા ગાયેલો તમારા પુણ્યનો સમૂહ સાભળીને શેષનાગ જો હમણા પોતાનુ મસ્તક ધુણાવે તો આ પૃથ્વી અવશ્ય પડી જાય, પરંતુ તમે કરાવેલા પર્વતથી પણ મોટા આ જિનચૈત્ય

[1] જ૰ પુરૂષ જેમ કોઇના પગ પકડી રાખે તેમ એવો અર્થ પણ થાય છે

ના સમૂહનો નવો ભાર આવવાથી પોતાનું મસ્તક કંપાવવા શક્તિમાન થતો નથી. તેથી તમારૂં બીજું નામ જે પૃથ્વીધર છે તે સત્ય છે." આ પ્રમાણે નવી કવિતાના નિધાનરૂપ આ માધવે હર્ષથી વ્યાખ્યાન કર્યું, ત્યારે મંત્રીએ લજ્જાના ભારથી પોતાનું મસ્તક નીચું નમાવ્યું. કહ્યું છે કે—

" लज्जा कुलोद्योतकरी, लज्जा सौभाग्यकारिणी ।
लज्जा धर्मतरोर्मूलं, लज्जाऽज्ञा पापकर्मणि ॥ १२ ॥ "

"લજ્જા કુળનો ઉદ્યોત કરનારી છે, લજ્જા સૌભાગ્યને કરનારી છે, લજ્જા ધર્મરૂપી વૃક્ષનું મૂળ છે, અને લજ્જા પાપ કરવામાં અજ્ઞાની ( અજાણ ) છે."

" સ્તુતિ ( પ્રશંસા ) રૂપી કન્યાને અસત્પુરૂષો પસંદ પડતા નથી, અને સત્પુરૂષોને તે કન્યા જ રૂચતી નથી, તેથી હજીસુધી વરની પ્રાપ્તિ નહીં થવાથી તે કુમારી જ રહી છે."

તે વખતે બાકીના સર્વ શેઠીયાઓ તે કવિતા સાંભળીને ચમત્કાર પામી કવિતાના ગુણની પ્રશંસા કરતા મસ્તક ધુણાવવા લાગ્યા. ત્યારપછી મંત્રીએ સર્વ ગાધર્વ, કવિ, ચારણ અને બંદીજનોને બોલાવીને કહ્યું કે-" હું તમારી પાસે એક માનને માગું છું, અને તે એ છે કે—મારા માતાપિતાએ મારૂં જેવું તેવું પણ જે નામ પાડ્યું હોય, તે જ નામ કહેવું, પણ જેમ તેમ બીજા નામની કલ્પના કરવી નહીં. કેમકે કહ્યું છે કે—

" આકાશનું નામ અંબર ( વસ્ત્ર ) છે, દેડકાનું નામ હરિ એવું પ્રસિદ્ધ છે, કાગડાનું નામ દ્વિજ છે, વક્રગતિ કરનાર વિષમ સર્પનું ભોગી નામ છે, નાના પથ્થરના કાંકરાનું શર્કરા ( સાકર ) નામ છે, તથા હાથીના મદ જળનું નામ દાન કહેવાય છે, પણ તે સર્વ અર્થથી શૂન્ય છે, કેટલાક બુદ્ધિમાન આડંબર સહિત આવા વ્યર્થ નામ પાડે છે "

અસત્ય વચનની જેવા કલ્પિત બિરૂદો કહેવાથી હું એક કોડી પણ દાન આપીશ નહીં, પરંતુ ઉલટું મારા મનમાં દુઃખ થશે." આ પ્રમાણે કહીને તે મંત્રીશ્વરે તે બંદીને કાંઇ પણ દાન આપ્યું નહીં, ત્યારે બીજા શેઠીયાઓએ તેને આનંદપૂર્વક જીંદગી પર્યંત ભોગવી શકાય તેટલું પુષ્કળ દાન આપ્યું. અલ્પ પુણ્યકાર્યથી ઉત્પન્ન થયેલી કીર્તિ કોને હાસ્યકારક થતી નથી ? પરંતુ જે કીર્તિ મોટા પુણ્યકાર્યથી ઉત્પન્ન થઇ હોય તે જ સર્વને પ્રીતિકારક છે.

તે પ્રાસાદમાં પ્રતિષ્ઠા વખતે સુવર્ણના કળશને ધારણ કરી સુવર્ણના તિલકને કપાળમાં ધારણ કરી સૌભાગ્યવતી સ્ત્રીઓ સહિત એકસો ને આઠ બ્રહ્મચારી શ્રાવકો પ્રભુનું સ્નાત્ર કરતા હતા. મંત્રીએ તે સર્વેની વચનથી કહી ન શકાય તેવી ઉત્તમ ભક્તિ કરી. અન્યથા પણ બ્રહ્મચારી સર્વથા પૂજ્ય છે, તો પછી આવા પ્રકારનું કાર્ય કરનારા પૂજ્ય હોય તેમાં શું આશ્ચર્ય ? તેમજ સર્વ લોકો મસ્તકને ધુણાવે એવું શ્રેષ્ઠ સાધર્મિક વાત્સલ્ય કર્યું, તથા મનને આશ્ચર્ય ઉત્પન્ન કરે એવાં વસ્ત્રોવડે સર્વ ગચ્છની પૂજા કરી, સર્વ શ્રાવકોને પહેરામણી પહેરાવી, અને ચોરાશી હજાર દેદીપ્યમાન સુવર્ણના વેઢ આપ્યા. વિસ્તાર પામેલી કીર્તિવાળા તે મંત્રીએ દારિદ્રયરૂપી શિલાને છેદવાના જાણે ટાંકણાં હોય એવા પાંચ લાખ ટંક ( રૂપીયા ) નો ખર્ચ કરીને હૃદયને ચોરનારો ( મનને હરણ કરનારો ) મહોત્સવ કર્યો. જે શ્રાવકે આકાશનો સ્પર્શ કરતા એવા તે ચૈત્યના શિખરપર આરૂઢ થઇ નિર્ભયપણે કળશ, દંડ અને ધ્વજા એ ત્રણની પ્રતિષ્ઠા કરી, તેને તે મંત્રીએ પાંચે અંગના વસ્ત્રો, હાથમાં બે સુવર્ણની સાંકળી અને ઘણું ધન આપ્યું, તથા બીજા શેઠીયાઓએ તેને વીંટી વિગેરે આપ્યું, રાજાના તે અશ્વપાળે વસ્ત્રો વિગેરેવડે સવા લાખ રૂપીયા પામીને શ્રીવીર ભગવાનની હમેશાં પૂજા કરવાનું વ્રત ગ્રહણ કર્યું. જો ભાવ વિના પણ જિનેશ્વરની ભક્તિ આવા ફળને આપનારી છે, તો પછી ભાવથી પૂજા કરનારને અનંતફળ પ્રાપ્ત થાય તેમાં શું કહેવું ?

આ પ્રમાણે પૃથ્વીરૂપી સ્ત્રીના અલંકારમા શેખરરૂપ અને ધનના દાનવડે સમગ્ર મંત્રીઓને વિષે ચક્રવર્તી એવા તે પેથડ મંત્રીશ્વરે જેમ વસંત ઋતુ લતાને પુષ્પના ગુચ્છાવડે કૃતાર્થ કરે તેમ અત્યંત શ્વેત લક્ષ્મીરૂપી લતાને ચૈત્યરૂપી પુષ્પના ગુચ્છાવડે કૃતાર્થ કરી.

**પેથડે કરાવેલા ચોરાશી ચૈત્યોના સ્થાનાદિકના વર્ણનવાળો આ ચોથો તરંગ સમાપ્ત થયો.**



# અથ પંચમ તરંગ.



તા શ્રાવતી નામની નગરીમાં **ભીમ** નામે સુવર્ણનો મોટો વેપારી રહેતો હતો. તે શ્રી દેવગુરૂની ભક્તિવાળો અને ધનવડે કુબેર જેવો હતો. શ્રી **દેવેંદ્ર** નામના ગુરૂ સ્વર્ગે ગયા પછી શોકને લીધે તે પુણ્યશાળી બાર વર્ષ સુધી અન્ન વિના જ રહ્યો હતો ( અન્ન સિવાય બીજી વસ્તુ ખાઇને રહ્યો હતો. ) બ્રહ્મચર્યને ધારણ કરનાર તે ભીમે ભકિતને માટે સાધર્મિક ( બ્રહ્મચર્યધારી ) ભાઇઓને પાંચ પાંચ વસ્ત્ર સહિત એક એક મડી[1] મોકલી હતી, જેમાં કુલ સાતસો મડીઓ વહેંચાણી હતી. તેમાં એક મડી પેથડ મંત્રીને પણ મોકલી હતી. તે મડી પોતાને ઘેર આવી તોપણ મંત્રીએ તેને તે જ વખતે નગરની બહાર મોકલી, અને પછી મોટા પ્રવેશોત્સવ પૂર્વક તેને ઘેર આણી. દશ હજાર રૂપીયાનો ખર્ચ કરી ઉત્સવ સહિત આણેલી તે મડીને પહેર્યા વિના જ દેવગૃહમાં તેને રાખી તેની દેવની જેમ કેટલાક દિવસ પૂજા કરી. તે મંત્રીને દર વરસ વિજયાદશમીને ( દશરાને દિવસે રાજાઓ તરફથી પચાસ ઉત્તમ પહેરામણીઓ આવતી હતી. મંત્રીએ જ્યારથી રાજ વ્યાપાર કરવા માંડયો ત્યારથી સીમાલરાજાઓની આવેલી શ્રેષ્ટ પહેરામણીઓને રાજનો પ્રતિગ્રહ હોવાથી તે મંત્રી પોતાના શરીરપર ધારણ કરતો નહોતો. તેની જ જેમ આ આવેલી મડીને પણ મંત્રીએ પહેરી નહીં. તે જોઇ તેની પત્ની પ્રથમિણીને શંકા થઇ કે—" સાધર્મિકની મોકલેલી વસ્તુની અવજ્ઞા કરવાનું પાપ મારા પતિને ન લાગો. એમ ધારી વિચારવાળી

---

૧ ઉંચી જાતનું પીતાબરી જેવું વસ્ત્ર

તેણીએ દેવપૂજાને સમયે મંત્રીને કહ્યું કે—" હે સ્વામી ! આ મઢિ એમની એમજ ( પહેર્યા વિના ) કેમ મૂકી રાખી છે ? કેમ શરીરપર ધારણ કરતા નથી ? " ત્યારે મંત્રીએ કહ્યું કે—" હે પ્રિયા ! બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારા તે ભીમે મને સાધર્મિક તરીકે આ મઢી મોકલી છે, પરંતુ હું તો તેવો બ્રહ્મચર્યવ્રતવાળો નથી, તેથી તેને પહેરતો નથી. "

ભીમે આવી સાતમો મઢીઓ સાધર્મિકની બુદ્ધિથી મોકલી હતી, પરંતુ આ મંત્રીને તે વિષે જે બુદ્ધિ ઉત્પન્ન થઇ તેવી બુદ્ધિ બીજા કોઇ પુરૂષને ઉત્પન્ન થઇ નહીં.

જ્યારે પૃથ્વીધરને આ મઢી આપવામાં આવી હતી, તે જ વખતે તેને વિષયોપર વૈરાગ્ય થયો હતો; કેમકે સજ્જનોને થોડાથીજ બોધ થઈ જાય છે, તે વિષે કહ્યું છે કે—

" स्वच्छो मणिः समनुरज्यत एव ताव—
दस्वच्छमेतदपि वस्त्रमुपायरक्तम् ।
को नाम वत्सरशतैरपि दुर्विदग्ध—
मङ्गारसेनमनुरञ्जयितुं समर्थः ॥ ३ ॥ "

" પ્રથમ તો મણી સ્વચ્છ જ હોય છે છતા કોઇ કારણથી અસ્વચ્છ થયો હોય તો તે રંગી શકાય જ છે તથા અસ્વચ્છ વસ્ત્ર પણ ઉપાયથી રંગી શકાય છે, પરંતુ અંગારાની જેવા દુર્વિદગ્ધ[૧] આ પુરૂષને સો વર્ષે પણ રંજન કરવા કોણ સમર્થ છે ? "

" કેટલાક મનુષ્યો વિષયરૂપી જળને વિષે માટી જેવા હોય છે ( વિશીર્ણ થઇ જાય છે ), કેટલાક પથ્થર જેવા હોય છે ( ડુબેલો જ રહે છે ), કેટલાક કાષ્ઠની જેમ તેને તરી જાય છે, અને કેટલાક ઉત્તમ પુરૂષો જળકાંત મણિની જેમ વિષયરૂપી જળનો સ્પર્શ પણ કરતા નથી. "

" मृगाणां वागुरा बन्ध, नेभानां भारशृंखला ।
आशाऽपि बन्धो मूढानां, भोगाः सन्तोऽपि नो सताम् । ४।।

૧ ખરાબ પંડિત.

" મૃગલાઓને વાગુરા ( પાસલો ) બંધનરૂપ છે, પરંતુ હાથીઓને ભાર પ્રમાણ સાંકળ બંધનરૂપ છે, તેમજ મૂઢજનોને આશા પણ બંધનરૂપ છે, પરંતુ સત્ય પુરૂષોને તો છતા-વિદ્યમાન ભોગો પણ બંધનરૂપ થતા નથી."

શાલિભદ્ર માત્ર પોતાને માથે શ્રેણિક રાજા સ્વામી છે, એટલું જ વચન સાંભળીને વૈરાગ્ય પામ્યા હતા, સ્થૂલભદ્ર પિતાના મરણના સમાચાર સાંભળી વૈરાગ્ય પામ્યા હતા, કાર્તિકશેઠ દુઃખથી વૈરાગ્ય પામ્યા હતા, અને મેતાર્ય વગોણું-તિરસ્કાર પામવાથી વૈરાગ્ય પામ્યા હતા. તે જ પ્રમાણે આ મંત્રી માત્ર મડી મળી કે તરત જ વૈરાગ્ય પામ્યો હતો, પરંતુ " પ્રિયાની અનુમતિથી હું ચોથુંવ્રત ગ્રહણ કરીશ, " એમ વિચારી અવસરની રાહ જોતા તેણે તેટલા દિવસ તે મડીની પૂજા કરી.

આ અવસરે મંત્રીનું ( હું તો બ્રહ્મચર્યના વ્રતવાળો નથી તેથી મડી પહેરતો નથી એવું ) વચન સાંભળી ઉત્તમ ભાર્યાએ ભર્તારને કહ્યું કે—" હે સ્વામી ! વ્રત ગ્રહણ કરીને પણ આ મડી તમે પહેરો. " તે સાંભળી મંત્રીએ તેણીને પૂછયું કે—" હે પ્રિયા ! આ વાત તને રૂચે છે ? " ત્યારે તેણીએ હર્ષથી હા પાડી. તે સાંભળી મંત્રી અત્યંત આનંદથી પુષ્ટ થયો. તે નારી આર્યજનોના આશ્ચર્યને માટે થઇ, કે જેનું ચિત્ત ઘણું યૌવન ( ભર જુવાની ), ઘણું ધન અને પતિનું માન વિગેરે સર્વ અનુકૂળ સંયોગ છતાં પણ વિષયની ઇચ્છામાં લપટાયું નહીં. પતિના વચનને અંગીકાર કરનારી, બાલ્યાવસ્થાથી પણ કુળના ક્રમનો લોપ નહીં કરનારી તથા યુવાવસ્થામાં પણ ભોગની ઇચ્છાનો નાશ કરનારી તે સ્ત્રી સર્વ સતીઓને વિષે ગુણોથી અધિક થઈ. સતી છતાં કુંતીએ કુમારી અવસ્થામાં કર્ણને પ્રસવ્યો હતો, સીતાએ પણ એક વખત પતિના વચનનો લોપ કર્યો હતો, અને દ્રૌપદી વિષયની તૃષ્ણાથી વ્યાપ્ત હતી, તો આ સતીની તુલ્ય કઇ સતી હતી ?

ત્યારપછી ગુરૂની પાસે અત્યંત આનંદ સહિત જઇ મહોત્સવ પૂર્વક નંદીની સન્મુખ બત્રીશ વર્ષની વયે તે બન્નેએ ચોથુંવ્રત અંગીકાર કર્યું. મોટા પુરૂષરૂપી વૃક્ષોને પાડી નાખનાર યૌવનરૂપી

પાણીના પૂરમાં આ બે દંપતી સામે પૂરે તરવાથી કૃષ્ણચિત્રલતા જેવા થયા. તે વ્રત ઉચ્ચારના ઉત્સવને અંગે તે મંત્રીએ પાંચ પાંચ રેશમી વસ્ત્રો સહિત ચૌદસો મઢીઓને દેશાવરોમાં સાધર્મિકોને મોકલી તેમની પૂજા કરી. તે સાથે શ્રી ભીમશેઠને પણ સામી મઢી મોકલી, અને પ્રથમ તે ભીમની જે મઢી પોતાને આવી હતી તેને પોતાના ચિત્તરૂપી સમુદ્રને વિકસ્વર કરવામાં ચંદ્રિકા સમાન માની આદરથી પોતે પહેરવા માંડી.

ત્યારપછી સત્ય વાણીવાળા તે મંત્રીએ જે દિવસે બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કર્યું, તે દિવસથી આરંભીને બ્રહ્મચર્યને વિરૂદ્ધ એવું તાંબૂલ ખાવું બંધ કર્યું. કહ્યું છે કે—

" ताम्बूलं सूक्ष्मवस्त्राणि, स्त्रीकथेन्द्रियपोषणम् ।
दिवा निद्रा सदा क्रोधो, यतीनां पतनानि षट् ॥ १ ॥

" તાંબૂલ, ઝીણાં વસ્ત્ર, સ્ત્રીની અથવા સ્ત્રી સાથે કથા, ઇંદ્રિયોનું પોષણ, દિવસે નિદ્રા અને સદા ક્રોધ, આ ૭ એ મુનિઓને ભ્રષ્ટ કરનાર છે. "

" જો મુખને વિષે સત્ય વાણી હોય તો તાંબૂલ ખાવાથી શું વધારે છે ? અને જો પુરૂષોને તે સત્ય વાણી ન હોય તો તાંબૂલ ખાવાથી શું ફળ છે ? "

" તાંબૂલના ડીંટ વિગેરેમાં જૂદા જૂદા જીવ રહેલાં છે, તેની વેલડીને ઘણા જીવોએ સ્પર્શ કરેલી છે, તથા તે આર્દ્ર ( લીલું ) હોવાથી લીલફુલ અને કુંથવાથી વ્યાપ્ત હોય છે, તેથી નાગલતાનું પાન તજવા લાયક છે. "

" મુખને વિષે અત્યંત રંગનો હેતુરૂપ આ અહિલતા (નાગલતા) પોતાનો આસ્વાદ કરનારને નીચી ગતિમાં લઇ જવા માટે અધોલોકથી આવેલી છે એમ માનીને તેનો ત્યાગ કરવો ઉચિત છે. "

તે મંત્રીનું હૃદયરૂપી કમળ રાગરૂપી પરાગવડે રહિત હતું, તેથી તે મોટી વયવાળી સ્ત્રીઓને માતા સમાન, સરખી વયવાળીને બહેન સમાન અને નાની વયવાળીને પુત્રી સમાન માનતો હતો. સૂર્યની પ્રભા સામે ગયેલી દૃષ્ટિને જેમ પાછી ખેંચવી પડે છે તેમ તે

મંત્રી પરસ્ત્રીપર ગયેલી દષ્ટિને પાછી ખેંચી લેતો હતો, તથા જેમ ખરાબ પુષ્પાદિકનો ત્યાગ કરવામાં આવે છે તેમ માર્ગમાં અનુકૂળ અંગવાળી સ્ત્રીઓનો તે ત્યાગ કરતો હતો. મનની મલિનતાને ત્યાગ કરનાર, વાણીના વિકારને વર્જનાર અને કાયાની કુચેષ્ટાનો નાશ કરનાર તે મંત્રી તે ચોથા વ્રતને ત્રણ શુદ્ધિએ પાળતો હતો. કહ્યું છે કે—

"सीमा खानिषु वज्रखानिरगदङ्कारेषु धन्वन्तरिः
कर्णस्त्यागिषु देवनासु कमला दीपोत्सवः पर्वसु ।
ओंकारः सकलाक्षरेषु गुरुषु व्योम स्थिरेषु स्थिरा,
श्रीरामो नयतत्परेषु परमं ब्रह्म व्रतेषु व्रतम् ॥ ९ ॥

"સર્વ ખાણોમા વજ્રરત્નની ખાણ પરમ સીમા છે (શ્રેષ્ઠમા શ્રેષ્ઠ છે), વૈદ્યોમા ધન્વન્તરિ વૈદ્ય, દાતારોમા કર્ણ, દેવીઓમા લક્ષ્મી, પર્વોમા દિવાળી, સર્વ અક્ષરોમા ઓંકાર, મોટા પદાર્થોમા આકાશ, સ્થિર પદાર્થોમા પૃથ્વી અને નીતિવાળાઓને વિષે શ્રીરામ પરમ સીમા છે, તેમ સર્વ વ્રતોમા બ્રહ્મચર્યવ્રત પરમ સીમા છે"

ત્યારપછી આર્યજનોને આશ્ચર્ય કરનાર બ્રહ્મચર્યના પ્રભાવથી કાંતિવાળા તેના દેહનો પણ અનહદ મહિમા થયો. તે આ પ્રમાણે—

જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર નાશી જાય છે, તેમ તે મંત્રીની દૃષ્ટિથી ભૂત, પ્રેત, ખોટું દિવ્ય અને કોઇ મનુષ્યને શાકિનીનું વળગવું ઇત્યાદિ સર્વ નાશ પામે છે, [1]કાલવાણીની જેમ તે મંત્રીના પગ ધોયાનું પાણી પીવાથી જ્વર, ઉદરપીડા, મસ્તકનું શૂળ અને પ્રસૂતિની વ્યથા વિગેરે સર્વ રોગો નાશ પામે છે. જેમ દિવ્ય શસ્ત્રથી શત્રુઓનો નાશ થાય છે, તેમ તે મંત્રીનું પહેરેલું વસ્ત્ર પહેરવાથી પણ જ્વરાદિક દુષ્ટ રોગો અને દુઃખે કરીને નિવારી શકાય તેવા વ્યંતરાદિક તત્કાળ નાશ પામતા હતા.

એકદા કોઇ શેઠીયાએ સવાલાખ રૂપીયાના મૂલ્યવાળું દક્ષીણ દેશમા બનેલું [2]દુકૂળ રાજાને ભેટ કર્યું. રાજાએ પ્રીતિના વશથી તે દુકૂળ ચંદ્રિકા જેવા કોમળ બીજાં ચાર વસ્ત્રો સહિત મંત્રીને પહેરા-

૧ કાલ એટલે ઈશ્વર તેના સ્નાત્રાદિકનું જળ પીવાથી રોગો નાશ પામે છે અથવા કાલ નામની દિવ્ય ઔષધિ જાણવી ૨ રેશમી વસ્ત્ર.

વ્યું. આ વસ્ત્ર બહુ મૂલ્યવાળું હોવાથી દેવપૂજા સિવાય બીજા સમયે પહેરવાને લાયક નથી," એમ વિચારી મંત્રીએ પોતાને ઘેર આવી પોતાની પત્નીને તે દુકૂળ આપ્યું. તેણીએ તે દુકૂળ સારે સ્થાને સાચવીને મૂક્યું.

આ અવસરે કન્યકુબ્જ રાજાની પુત્રી **લીલાવતી** કે જે આ રાજાની માનીતી રાણી હતી, અને સર્વ સ્ત્રીઓના શિરોમણીરૂપ હતી, તે અગ્નિવડે કેળની જેમ તૃષાદિકને પોષણ કરનારા તરીયા તાવવડે અત્યંત પીડા પામતી હતી રાજાએ તેના ઘણા ઉપાયો કરાવ્યા. પરંતુ નિકાચિત કર્મની જેમ તેણીનો દુષ્ટ જ્વર ક્ષય પામ્યો નહીં. તે રાણીની એક દાસી એકદા પ્રધાનને ઘેર આવી, તેણીને શ્યામ મુખવાળી જોઇ મંત્રીની ભાર્યા પ્રથમિણીએ પૂછ્યું કે—" તું આજ દુઃખી હોય એમ કેમ દેખાય છે ?" તે બોલી કે-" મારી સ્વામિની ઘણા દિવસથી દુષ્ટ જ્વરવડે પીડા પામે છે, તેથી તે ઉનાળામાં તળાવડીની જેમ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. તેને માટે મંત્ર, તંત્ર, ઔષધ વિગેરે ઘણાં કર્યાં તો પણ તેનાથી હજુ સુધી કાંઇ પણ ગુણ થયો નથી, આ કારણથી હુ દુઃખરૂપી દાવાનળથી બળેલી છું" તે સાંભળી અમાત્યની પત્નીએ કહ્યુ કે—" જો તે મંત્રીનું પહેરેલું વસ્ત્ર ઓઢીને તાવ આવ્યા પહેલાં રહે તો તેને તાવ આવે નહીં" તે સાભળી દાસીએ તે વસ્ત્ર માગ્યું, ત્યારે એકાત ઉપકાર કરવામાં જ તત્પર એવી તે ધન્ય સ્ત્રીએ બીજુ વસ્ત્ર નહી જોવાથી તે જ દુકૂળ તેણીને આપ્યું. દાસીએ જઇને તે વસ્ત્ર રાણીને આપ્યું, દાસીના વચનપર શ્રદ્ધા આવવાથી તે સતી તાવ આવ્યા પહેલાં તે વસ્ત્ર ઓઢીને સુતી, એટલે તે દિવસે તેણીને તાવ આવ્યો નહીં. સર્વ મનોરથને પૂર્ણ કરનાર કલ્પવૃક્ષ માત્ર ફળ જ આપે તેમાં કાંઇ તેની સ્તુતિ કહેવાતી નથી, તેમ સર્વ પ્રકારનુ સુખ કરનાર બ્રહ્મચર્ય વ્રત આવા જ્વરનો નાશ કરે તેમાં તેની શી સ્તુતિ ? કદાચ ફરીથી તાવ આવે એવી શંકાને લીધે તે દિવસે તાવ ન આવ્યાના સમાચાર કોઇએ રાજાને જણાવ્યા નહીં કેમકે રાજાઓ ખોટા ઉપર અત્યંત કોપ કરે છે. પછી ફરીથી તાવનો વારો હતો તે દિવસે રાણી તે વસ્ત્રવડે પોતાનું સર્વ શરીર ઢાંકી પલંગ ઉપર સુતી, અને અભાગ્યને યોગે નિદ્રાવશ થઇ.

આ અવસરે રાજાની મુખ્ય રાણી જે કદંબા નામની હતી, તેણીએ પ્રથમથી આ વાત જાણેલી હતી, તેથી તે ઇર્ષ્યાને લીધે રાજા પાસે એકાંતમાં જઇને બોલી કે-"હે સ્વામી ! હું તમને એક વિજ્ઞપ્તિ કરવા આવી છું, જો કે તે તમને રૂચશે નહીં, તો પણ ઔષધના ન્યાયની જેમ ગુણકારક હોવાથી સાંભળો.-કન્યકુબ્જ રાજાની પુત્રી જે તમારી રાણી છે, તે મંત્રીને વિષે અત્યંત લુબ્ધ થઇ છે, તેથી તે તમારૂં અમંગળ ન કરે, એટલું જ કહેવાનું છે, કારણ કે કામાંધ પ્રાણીઓને પાપનો ભય હોતો નથી. ઇંદ્રથી પણ સ્ત્રીઓનું નિયંત્રણ થઈ શકે તેવું નથી, કારણ કે તે જો લુબ્ધ થઇ હોય તો તેને પાતાળમાં રાખી હોય તો પણ અન્ય પુરૂષને તે સેવે જ છે. તુચ્છ સ્વભાવવાળી અને સ્વચ્છંદપણાને ઇચ્છતી પાપણી સ્ત્રીઓ કપટ કરવામાં અત્યંત નિપુણ હોવાથી પોતાના ભર્તારને પણ યમરાજને ઘેર મોકલે છે. તેણીની એટલી બધી મંત્રીને વિષે લુબ્ધતા છે કે રાત્રિએ તેની સાથે ક્રીડા કરીને દિવસે પણ તે મંત્રીના વસ્ત્રને પોતાના હૃદયપરથી મૂકતી નથી. હે સ્વામી ! જો મારા આ વચન ઉપર તમને વિશ્વાસ ન આવતો હોય તો હમણાં જ તેણીના મંદિરમાં જઇને જાતે જોઇ ખાત્રી કરો." આ પ્રમાણે કદંબા રાણીનું વચન સાંભળી રાજા તરત જ લીલાવતીને ઘેર ગયો, ત્યાં રાતું વસ્ત્ર ઓઢીને સુતેલી તેણીને જોઇ "જરૂર આ સ્ત્રી રાગસમુદ્રમાં મગ્ન થઈ છે" એમ તેણે માન્યું. તે રેશમી વસ્ત્ર પણ મંત્રીનું જ છે એમ તેણે તત્કાળ ઓળખી પણ લીધું. તેથી ક્રોધની રતાશના મિષથી રાજાના નેત્ર જાણે કે તે વસ્ત્રની જ કાંતિથી વ્યાપ્ત થયા હોય તેમ તે દેખાવા લાગ્યો. કદંબાના વચનની તેને અત્યંત ખાત્રી થઇ, તેથી ક્રોધ પામ્યા છતાં પણ સ્ત્રીનો વધ કરવો યોગ્ય નથી એમ ધારી તેણીને હણ્યા વિના પોતાને સ્થાને જઇ રાજાએ વિચાર કર્યો કે-"જગતમાં ઉત્તમોત્તમ એવા આ મંત્રીથી જો આવું અકાર્ય થયું, તો જરૂર અમૃતથી વિષ ઉત્પન્ન થયું, અને ચંદ્રથી અગ્નિની વૃષ્ટિ થઇ. પ્રાણીઓનું ચરિત્ર આશ્ચર્યકારક જ હોય છે. કર્મની ગતિ વિચિત્ર છે, અને કામભોગ મલિન જ છે, તેથી આ બાબતમાં અસંભવિત શું છે ? સર્વ સંભવિત જ છે. જો આ નાસ્તિક સ્ત્રીને વિષે મંત્રી આસક્ત થયો ન હોય તો મેં પ્રીતિથી

તેને આપેલું ઉત્તમ વસ્ત્ર તેણીને કેમ આપે ? યોગ્યતા નહીં છતાં શ્રેષ્ઠ વ્રતના ભારનો સ્વીકાર કરીને **નંદિષેણ, આર્દ્રકુમાર અને મદનકીર્તિ** વિગેરે મુનિઓએ ચારિત્રનો ત્યાગ કર્યો હતો. તો હવે આ સ્ત્રીને દેશનિકાલ કરવા માટે મંત્રીને જ જો આજ્ઞા આપું, તો તે દુર્મતિ મંત્રી પણ તેણીની સાથે જ વિદેશમાં જાય, અને તેમ થવાથી અલક્ષ્મી ( આળસ ) ગઇ કહેવાય અને મંત્રીને પણ પ્રસન્ન કર્યો કહેવાય." આ પ્રમાણે વિચારીને રાજાએ તત્કાળ મંત્રીને બોલાવી તેણીને દેશનિકાલ કરવાનું ફરમાવ્યું. તે સાંભળી રાજાનુ અવિચારિત કાર્યનું અનુમાન કરી મંત્રી જાણે અંગધારી રાજ્યલક્ષ્મી હોય તેવી તેણીને પોતાને ઘેર લઇ ગયો. રાજાએ તેણીને દૂર મૂકી કે નજીકમાં મૂકી ? ઇત્યાદિ કાંઇ પણ મંત્રીને પૂછ્યું નહીં. કેમકે અપ્રિય જનની વાર્તા તો દૂર રહો, પરંતુ તેનું નામ પણ દુઃખદાયી થાય છે.

લીલાવતીનો દેશનિકાલ સાંભળી કદંબા રાણી હૃદયમાં અત્યંત આનંદ પામી. લોકો સપત્નીને, સર્પણને અને શાકિનીને સરખી કહે છે, તે સત્ય છે. તેલ ચોળતી વખતે સપત્નીના તેલના બિંદુવડે પાર્વતીનું ચીર ( વસ્ત્ર ) જો દૂષિત થયું, તો જીવતી સપત્ની કેમ શુભ હોય ? મંત્રીએ લીલાવતીને પૂછ્યું કે—" તમારો શો અપરાધ હતો ? " તે બોલી કે—" હે તાત ! મને કાંઇ ખબર નથી. " ઇત્યાદિક કહેતી એવી તેણીને આશ્વાસન કરી મંત્રીએ તેને પોતાના ઘરમાં ગુપ્ત રાખી. પછી તેણીએ વિચાર કર્યો કે—" રાજાએ કાઢી મૂકી તેથી પિતાને ઘેર જતાં પણ મને લજ્જા આવે છે, તેથી બન્ને પક્ષથી ભ્રષ્ટ થયેલી મારે મરવું એ જ શરણ છે. " એમ વિચારી દ્વાર બંધ કરી પોતાના દેહને અધર બાંધીને લટકાવવા તૈયાર થઇ તેટલામાં પુણ્ય ત્રુટી જવાથી પ્રાણી જેમ સ્વર્ગમાંથી નીચે પડે છે તેમ દોરો ત્રુટી જવાથી તે નીચે પડી. તે વખતે અકસ્માત્ પડવાનો અવાજ સાંભળીને વ્યાકુળ થયેલી મંત્રીની પ્રિયા એકદમ દ્વાર ઉઘાડી અંદર ગઇ, એટલે તેણીની તેવી ચેષ્ટા જોઇ તે ઉત્તમ બુદ્ધિવાળી બોલી કે—" હે ભોળી ! નીચ સ્ત્રીને ઉચિત આવું કાર્ય શું આરંભ્યું ? " રાણી બોલી કે—" હે માતા ! રાજાએ અપરાધ વિના મને

વગોવી, તેથી હું કેમ ન મરૂં ? માછલી પણ પાણી જવાંથી જીવતી નથી. તમે જ કહો કે જેમ નવા કોળાને કોઈ આંગળી અડાડે તો તે તત્કાળ સુકાઈ જાય છે, તે ન્યાય પ્રમાણે મહિમાના ઘરરૂપ માની પુરૂષોને કોઈ આંગળી દેખાડે (કલંક આપે) તો તે કેવી રીતે જીવે ?" તે સાંભળી મંત્રીની સ્ત્રીએ કહ્યું કે—" હે પુત્રી ! આવી બુદ્ધિ ન કર. કેમકે મરવાથી દુર્ગતિ થાય છે, અને જીવવાથી તમોને કલ્યાણની શ્રેણિ પ્રાપ્ત થશે, પરંતુ પોતાના હિતની ઇચ્છા રાખીને તમે મારા કહેવા પ્રમાણે ઉપાય કરો, કે જેથી જ્વરની જેમ આ તમારો સંતાપ પણ નાશ પામે." ત્યારે તે બોલી કે—" તો મને આ દુઃખસાગરમાંથી ઉપાયરૂપી વહાણવડે તમે તારો." આ પ્રમાણે લીલાવતીએ કહ્યું ત્યારે અમાત્યની સ્ત્રીએ તેણીને આ પ્રમાણે નવકાર મંત્રનો મહિમા કહ્યોઃ—

" પંચ પરમેષ્ઠીનો નમસ્કાર મંત્ર કલ્પવૃક્ષ જેવો છે, તેના દરેક અક્ષરે એક હજાર અને આઠ આઠ મહાવિદ્યાઓ રહેલી છે. તે મંત્રના પ્રભાવથી ચોર હોય તે મિત્ર થાય છે, સર્પ માળારૂપ થઈ જાય છે, અગ્નિ જળરૂપ થઇ જાય છે, જળ સ્થળરૂપ થઇ જાય છે, અરણ્ય નગરરૂપ થઇ જાય છે, અને સિંહ શીયાળ જેવો થઇ જાય છે. તે મંત્રનું માત્ર સ્મરણ જ કર્યું હોય તો તે લોકોને મોહ પમાડે છે, શત્રુને ઉખેડી નાંખે છે, પ્રિય વસ્તુનું આકર્ષણ કરે છે, નહીં વશ થયેલાને વશ કરવામાં કામણરૂપ થાય છે, અને ઘાત કરનારને સ્તંભન કરે છે. આ મંત્રનું ધ્યાન કરવાથી તે આ ભવમાં સર્વ આપત્તિઓને દૂર કરે છે, અને સર્વ મનોરથોને પૂર્ણ કરે છે, તથા પરભવમાં રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ પણ આપે છે. તેથી કરીને શરીર અને વસ્ત્રની શુદ્ધિ કરીને શ્રીપાર્શ્વનાથની પ્રતિમાની પૂજા તથા ધૂપોત્ક્ષેપ વિગેરે કરવા પૂર્વક તું તે મંત્રનો એકાગ્ર મનથી નિરંતર જપ કર." આ પ્રમાણે કહી ચતુર એવી તેણીએ તે લીલાવતી રાણીને પંચ નમસ્કાર મંત્ર શીખવ્યો. ત્યારે તે આતુરતાથી એક ચિત્તવાળી થઇને વિધિ પૂર્વક તે મંત્રનું સ્મરણ ( જપ ) કરવા લાગી. પદ્માસને બેસી મનોહર આકૃતિવાળી, શ્વેત વસ્ત્રને ધારણ કરનારી અને હસ્તમાં રત્નની અક્ષમાળાને ધારણ કરતી તે તે વખતે સરસ્વતીની જેવી

શોભતી હતી. તે મંત્રનો પચાસ હજાર જપ થયો ત્યારે શ્રદ્ધાવાળી તેણીને સ્વપ્નની અંદર આવીને કોઇ પ્રસન્ન થયેલી દેવીએ કહ્યું કે— " હે પુત્રી ! આજથી આઠમે દિવસે સવારે તારી સેવામાં ઉત્સુક થયેલો રાજા પોતે જ તને બોલાવવા માટે અહીં આવશે. " આ પ્રમાણે સ્વપ્નની વાત પ્રાતઃકાળે તેણીએ પ્રથમિણીને કહી, અને ત્યારથી વિશેષે કરીને તે મંત્રનું ધ્યાન કરવા લાગી. તેની પ્રતીતિ (ખાત્રી) થઇ હોય તેનાપર કોણ રાગી ન થાય ? સ્વપ્નમાં દેવીએ જે આઠ દિવસ કહ્યા હતા તેમાંના પાંચમે દિવસે તેણીએ લાખ જપ પૂર્ણ કર્યો, તે વખતે જે થયું તે હવે હું કહું છું.—

રાજાનો રણરંગ નામનો પટ્ટહસ્તી ઘંટાનો નાદ કરતો સુભટોથી પરિવરેલો અને મહા તેજસ્વી હતો તે પાણી પીવા માટે હસ્તીશાળામાંથી બહાર નીકળ્યો, તેના શ્યામ અંગ ઉપર સિંદૂર ચોપડેલો હતો તેથી જાણે ગેરૂએ કરીને સહિત પર્વત હોય, સંધ્યા સહિત અંધકારનો સમૂહ હોય અને વીજળીવાળો જાણે મેઘ હોય એવો તે દેખાતો હતો. તેના શરીર ફરતી સુવર્ણની ઘુઘરીઓવાળી માળાના આકારવાળી દોરી વીંટેલી હતી તેના મિષથી જાણે કે તે સુવર્ણના અક્ષરવાળી જયપ્રશસ્તિની શ્રેણીને ધારણ કરતો હોય તેમ શોભતો હતો. દાતાર પુરૂષ જેમ દાનથી યાચકોનું આકર્ષણ કરે તેમ તે *દાનજળ* (*મદજળ*) થી ભમરાઓના સમૂહનું આકર્ષણ કરતો હતો. તથા જેમ એકલો સૂર્ય જ અંધકારનો નાશ કરે છે, તેમ તે હાથી એકલો જ શત્રુઓના સૈન્યને જીતનાર હતો. આવો તે હાથી માર્ગમાં જતાં મદિરાના ગંધને અનુસારે તે તરફ ચાલ્યો, તે વખતે અંકુશને પણ ગણ્યા વિના કલાલની દુકાને જઇ ત્યાં એક કુંડામાં રહેલી મદિરાનું તેણે પાન કર્યું. તે વખતે તે જાણે [1]પાખરેલો સિંહ હોય, ઘીથી સિંચેલો અગ્નિ હોય અને જાણે પાંખવાળો સર્પ હોય એમ તે અત્યંત ઉદ્ધત થયો. તેથી પગના ભારવડે પૃથ્વીને કંપાવતો ગંભીર ગર્જના કરતો તે મહાવતને પાડી નાંખી લોકોને હણવા માટે યમરાજની જેમ દોડયો. તે વખતે કલ્પાંત કાળના ઉછળતા સમુદ્રથી ઉત્પન્ન થતા ધ્વનિની જેવા તુમુલ (ઘોંઘાટ) વડે વ્યાકુળ થયેલા

૧ બખ્તર પહેરાવેલો.

સર્વે લોકો પોતપોતાની દુકાનો છાડીને સર્વ દિશાઓમાં નાસવા લાગ્યા. તે હાથી જાણે પોતાને વધાવવા માટે હોય તેમ મોતીના સમૂહને ઉછાળવા લાગ્યો, વસ્ત્ર રહિત દિશાઓરૂપી સ્ત્રીઓને જાણે વસ્ત્ર દેવાની ઇચ્છા હોય તેમ વસ્ત્રોને ઉછાળવા લાગ્યો, તેલ અને ઘીની મોટી નીકો વહેવરાવા લાગ્યો, વાવણી કરતા ખેડુતની જેમ ચોતરફ ધાન્ય ફેંકવા લાગ્યો, મોટા અખંડ લાડુઓવડે દડાને ઉછાળવાની ક્રીડા કરવા લાગ્યો, અને સલ્લકી વૃક્ષના પાંદડાંની જેમ નાગરવેલના પાન ખાવા લાગ્યો. આ પ્રમાણે મેરૂપર્વત જેમ સમુદ્રનું મથન કરે તેમ ચૌટાનું મથન કરી તે હાથી નગરના કિલ્લાની બહાર ગયો. તેને કોઇપણ સુભટ, હાથી કે ઘોડા રોકી શકયા નહીં. ત્યાં નગરની બહાર એક મોટો પાંદડાંઓવડે ઘટાટોપ-વાળો વટવૃક્ષ હતો, તે એક ભૂતવડે અધિષ્ઠિત હતો, તથા પૃથ્વીનું જાણે છત્ર હોય તેમ તે શોભતો હતો. તે વટવૃક્ષમાં રહેલો જે ભૂત છે તે તે વૃક્ષની શાખાનો ભંગાદિક કરનારા પ્રાણીઓને તત્કાળ આપત્તિમાં નાંખતો હતો. આવા તે વૃક્ષને સન્મુખ જોઈ ક્રોધથી ત્રણ ગુણા બળવાન થયેલા તે હાથીએ પોતાની પ્રચંડ સુંઢવડે ભરડો લઇને તેને મૂળમાંથી ઉખેડી નાંખ્યો. તે વખતે તે હાથીના કષ્ટ આગમનો અને રાજાના હર્ષના પ્રયાણનો જાણે દુંદુભિ વાગ્યો હોય એવો કાનને અતિ કટુ લાગે તેવો કોઇક મોટો કડાકો થયો. તે સાંભળી કૌતુકથી લોકો પોતાના ઘરના ઝરૂખા ઉપર ચડી જોવા લાગ્યા, તે વખતે તે હાથી આગળ ચાલ્યો. તેવામાં કોપ પામેલા તે ભૂતે તેના શરીરમાં ઉતરી તેને ત્રણવાર ભમાડી પૃથ્વીપર પાડી દીધો. પોતાના ઘરને ( સ્થાનને ) પાડનાર ઉપર કોણ ક્ષમા રાખી શકે ? પર્વત જેવડી કાયાવાળો તે હાથી પડયો ત્યારે પર્વતો સહિત પૃથ્વી કંપી, અને શેષનાગ પણ કુબ્જ ( વાંકો ) થઈ ગયો ( નમી ગયો ). આ હકિકત જાણીને રાજા તેના તરફ દોડયો. તેની પાસે આવી તેને મરેલા જેવો જોઇ જાણે વજ્રથી હણાયો હોય તેમ તે મૂર્છા પામ્યો. કારણ કે તે હાથી જ રાજ્યનું જીવિત છે. લીલા કેળના પાંદડાંવડે પવન નાંખવાથી તે રાજાને ચૈતન્ય આવ્યું ત્યારે ડાહ્યા પુરૂષોએ તેનું કારણ જાણીને તેને વિજ્ઞપ્તિ કરી કે—" હે દેવ ! આ હાથી જીવતો

છે. પણ તે ભૂતથી દૂષિત થયો છે, તેથી ઉત્સુકતાપૂર્વક તેના દોષરૂપી દાવાનળને શાંત કરવામાં મેઘની ધારા સમાન ચિકિત્સા કરાવો." ત્યારે રાજાએ તેમના કહેવાથી તે હાથીના શરીર જેવડો મોટો અડદનો ઢગલો કરી મૂર્તિમાન જાણે પોતાનું પાપ હોય તેવો તે ઢગલો બ્રાહ્મણોને આપી દીધો. તે ઉપરાંત મણિ, મૂળ અને મંત્ર વિગેરેના ઘણા પ્રતીકારો ( ઉપાયો ) પણ કરાવ્યા. પરંતુ તે સર્વે ખળ પુરૂષના ઉપકારની જેમ તેને ગુણકારક થયા નહીં. તોપણ આશા બળવાન હોવાથી અનેક ઉપચારને કરાવતો રાજા તે હાથીની ફરતું સૈન્ય રાખીને પોતે ભોજન કરવા માટે પોતાના મહેલમા ગયો. ચિંતાથી વ્યાપ્ત તે રાજાને જોઇ ચતુરા નામની દાસીએ તેને કહ્યું કે—" હે દેવ ! હાલમાં શીળની લીલાવડે મંત્રીની જેવો કોઈ પણ આ જગતમાં નથી, તેથી અતિશયવાળા ( પ્રભાવવાળા ) તેના પહેરવાના વસ્ત્રવડે તે હાથીને ઢાંકવામાં આવે તો જેમ સૂર્યના પ્રકાશથી પૃથ્વીનો લોક અંધકારના દોષરહિત થાય છે, તેમ તે હાથી પણ ભૂતના દોષરહિત થાય. તેના જ પહેરવાના શ્રેષ્ઠ ચીરવડે આચ્છાદિત થયેલી લીલાવતી પણ પહેલાં પ્રેતરૂપી જ્વરથી મુક્ત થઇ હતી." આ પ્રમાણે કહેતાં જ રાજાને અનિષ્ટ એવી લીલાવતીનું નામ દેવાથી શંકા પામેલી તે દાસી આટલુંજ બોલીને રહી ગઇ. રાજાએ પણ તેણીને કાંઇ પૂછ્યું નહીં. પરંતુ તેણે એટલું વિચાર્યું કે—" આ દાસીના કહેવા પ્રમાણે પણ એકવાર કરી જોઉં, કેમકે નદીના પૂરવડે તણાતો માણસ કાંઠે ઉગેલા દાભનું પણ અવલંબન કરે છે." આ પ્રમાણે વિચારી પેથડ મંત્રીનું વસ્ત્ર લાવવા માટે તેણે તે જ દાસીને મોકલી, ત્યારે તે દાસીએ તેની સ્ત્રી પાસે જઇ કારણ કહી મંત્રીનું વસ્ત્ર માગ્યું, એટલે તેની પ્રિયાએ બ્રહ્મચર્ય વ્રતવાળા મંત્રીએ દેવ-પૂજાને વખતે પહેરવાથી પવિત્ર કરેલું દિવ્ય દુકૂળ તે દાસીને આપ્યું. પછી દાસીએ લાવીને આપેલું તે ચીર લઇને રાજા હાથીની પાસે ગયો, અને માણસો પાસે તે હાથીને તે રાતા વસ્ત્રવડે આચ્છાદિત કરાવ્યો. તે વખતે ચપળતા રહિત વીજળીરૂપી વલ્લભાને હૃદયમાં ધારણ કરી નિદ્રાવડે શબ્દ રહિત થયેલો મેઘ જાણે કે પૃથ્વીપર આવી વિશ્રાંતિ પામ્યો હોય તેવો તે હાથી શોભવા લાગ્યો. શુદ્ધ

શીળથી ઉત્પન્ન થયેલા તે વસ્ત્રના પ્રભાવથી તે દુષ્ટદેવે જેમ જાંગુલી મંત્રના જપથી વિષનો આવેગ શરીરનો ત્યાગ કરે તેમ તે હાથીનો ત્યાગ કર્યો. ઓપપાતિક શય્યામાંથી દેવ ઉભો થાય ત્યારે જેમ જય જય શબ્દ થાય તેમ તે ચિરનો ત્યાગ કરી તે હાથી પૃથ્વીતળથી ઉભો થયો ત્યારે લોકોએ જયજય શબ્દ કર્યો. અશ્વોના હેષારવ, હાથીઓની ગર્જના અને સુભટોના સિંહનાદની સાથે તત્કાળ આકાશને ફોડી નાંખે તેવા સ્વરવડે વાજિત્રો વાગવા લાગ્યા. હજારો મનુષ્યોએ તે ચીરનો વૃત્તાંત જાણ્યો ત્યારે મંત્રીના શીળની પ્રશંસા કરતા કોણે પોતાનું મસ્તક ન ધુણાવ્યું ? પછી તે શણગારેલા હાથી ઉપર ચડીને રાજાએ મંત્રીને પોતાની પાસે બેસવાનો ઘણો આગ્રહ કર્યો, ત્યારે તે મંત્રી બોલ્યો કે–" હે દેવ ! પહેલાં મેં ગુરૂની સમીપે હાથીપર બેસવાનો નિયમ ગ્રહણ કર્યો છે, તે કેમ ભંગ કરવો ? કેમકે નિયમનો ભંગ અતિ દુઃખદાયક થાય છે. વિચક્ષણ પુરૂષે સંસારરૂપી સાગરમાં મનુષ્યભવરૂપી રત્નદ્વીપમાં આવીને નિયમરૂપી રત્નોને ગ્રહણ કરીને તેનું યત્નથી રક્ષણ કરવું જોઇએ. " તે સાંભળી રાજાએ તેને માટે સુવર્ણના પલાણ, ચાબક અને ચોકડાથી શણગારેલો પટ્ટઅશ્વ મંગાવ્યો, તેનાપર રાજાએ તેને ચડાવ્યો. ત્યારપછી તે રાજા અને મંત્રી બન્ને અનુક્રમે ઉંચા છત્ર અને શ્રીકરીને મસ્તકપર ધારણ કરતા, ચામરોથી વીંઝાતા તથા તેજ અને કીર્તિવડે સૂર્ય અને ચંદ્રને જીતતા મહોત્સવપૂર્વક નગરમાં પેઠા. પછી રાજાએ બહુમાન, સ્તુતિ અને સત્કારપૂર્વક તે મંત્રીને પાંચે અંગે પહેરામણી કરી એક લાખ રૂપીયા આપી વિદાય કર્યો–ઘેર જવાની રજા આપી.

હવે હર્ષરૂપી કતકના ચૂર્ણવડે પ્રસન્ન ( નિર્મળ ) થયેલા રાજાના હૃદયરૂપી સરોવરને વિષે આ વિચારરૂપી રાજહંસી આવી.– " મંત્રીના શીળથી ઉત્પન્ન થયેલો યશ આખા વિશ્વમાં માતો નથી, તેથી ખાટલો અને [1]ઇસની પરસ્પર ઘટનાના ન્યાયથી આ લીલાવતી રાણી પણ દોષ રહિત જ જણાય છે, પરંતુ તેના જ્વરની શાંતિને

[1] ખાટલો અને ઇસો પરસ્પર મળે છે તોપણ તેમાં જેમ કાંઇ પણ દોષ નથી તેમ.

માટે મંત્રીનું ચીર મંગાવીને તેણીએ પોતાનું શરીર ઢાંકયું હતું, એ વાત સંશય રહિત જણાય છે. તોપણ વિપત્તિની માતા સમાન પાપણી કદંબા રાણીએ આ છળને પામીને તેણીને મોટા વ્યસન-સમુદ્રમાં નાંખી. **કળાવતીના** હાથ કપાયા, **રામ લક્ષ્મણને** વનવાસ થયો, અને **કુણાલને** અંધતા પ્રાપ્ત થઇ, એ સર્વ સપત્ની ( શોકય ) રૂપી લતાનાં જ ફળ છે.” આ પ્રમાણે વિચાર કરી રાજાએ તે ચતુરા દાસીને બોલાવી સર્વ હકિકત પૂછી, ત્યારે તેણીએ પ્રથમ જેવું થયું હતું તેવું ચીરનું સર્વ વૃત્તાંત સત્ય રીતે કહ્યું. તે વખતે રાજાને દુઃખનો સમૂહ પ્રાપ્ત થયેલો જાણી તેને જોવાને જાણે કે અસમર્થ હોય એવો સૂર્ય અસ્ત પામ્યો. સંસ્કૃત લીપીમાં જેમ ધકારને માથું ( માથે લીંટી ) હોતું નથી, તેમ પ્રલયકાળમાં સમુદ્રના જળની જેમ ચોતરફ પ્રસરતા અંધકારનું કોઇ ઠેકાણે મેં માથું હતું નહીં. અર્થાત્ ઘણો અંધકાર પ્રસરી ગયો.

તે વખતે નિરપરાધી પ્રિયાના ત્યાગથી ઉત્પન્ન થયેલી વિયોગની પીડા ખેદ પામેલા રાજાએ આ પ્રમાણે ભોગવી.—દુકૂળ અને પુષ્પોની શ્રેણિના ચિન્હવાળો પલ્યંક તે રાજાને બળતી ચિતા જેવો લાગ્યો. અંધકાર મરકી જેવું લાગ્યું અને ચંદ્રના કિરણો સોય જેવા લાગ્યા, તે રાજા લાંબો નિ.શ્વાસ નાખવા લાગ્યો, ઉંચે સ્વરે રોવા લાગ્યો, મસ્તક ધૂણાવવા લાગ્યો, સર્વત્ર શૂન્યતા જ જોવા લાગ્યો. અને વાતચીત ઉપર કોપ કરવા લાગ્યો. તે કાંઇ પણ બોલતો નહોતો, ખાતો નહોતો, અને સુતો પણ ન હોતો, આવી અનેક પ્રકારની વિચિત્ર ચેષ્ટા કરવા લાગ્યો. મ્લેચ્છની જેમ રાગની (પ્રેમની) વિપરીત રીત જ હોય છે. ઘણું શું કહેવું ? સર્વ પદાર્થોને વિષે અરતિને પામતા તે રાજાએ થોડા જળમાં રહેલા મત્સ્યની જેમ અતિ વ્યાકુળપણે તે રાત્રિ નિર્ગમન કરી. તે વખતે પ્રભાતના વાજીત્રોનો નાદ થયો, અને સભાના સર્વ લોકો એકઠા થયા, તથા દિવસનો પહેલો પહોર પણ પૂરો થયો, તો પણ રાજા બહાર નીકળ્યો નહીં; તેથી મંત્રીએ વિચાર કર્યો કે—“ હજુ સુધી રાજા સભામાં આવ્યા નથી, તો શું અત્યાર સુધી નિદ્રામાં હશે ? કે શરીરની કાંઇ અપટુતા (અસ્વસ્થતા) હશે ? કે સ્ત્રીને વિષે આસકિત

હશે ? કે બીજું કંઇ કારણ હશે ?" એમ વિચાર કરતો મંત્રી રાજાના શયનગૃહમાં ગયો, ત્યાં શ્યામ મુખવાળા, ચિંતાથી વ્યાકુળ અને હાથ ઉપર કપોલ રાખીને પલ્યંકપર બેઠેલા રાજાને જોઇ તે બોલ્યો કે—" હે દેવ! દિવ્ય સ્ત્રી, અશ્વ, હસ્તી, શત્રુ, દેશ અને યુદ્ધ વિગેરેમાંથી કઇ બાબતમાં આજે તમને ચિંતા થઇ છે ?" તે સાંભળી રાજાએ નિઃશ્વાસ મૂકતા કહ્યું કે "હે બુદ્ધિના નિધાન મંત્રી ! તેં પ્રિયાને મેં દેશનિકાલ કરી છે, તેના વિના હું મારા પ્રાણોને પણ ધારણ કરવા શક્તિમાન નથી, તે નવા સ્ત્રી રત્નને મેં વિના અપરાધે સપત્નીના કહેવાથી દેશ નિકાલ કરેલ છે, તેથી તેણીને જોયા પછી જ હવે હું ભોજન કરીશ." આ પ્રમાણે અશ્રુ સહિત રાજાએ કહ્યું ત્યારે પ્રધાન બોલ્યો કે—" હે દેવ! તમે પીડાનું સ્થાન નથાઓ. તે તમારી રાણીને લાવવા માટે હું સર્વ વસ્તુને સાધનારો ઉદ્યમ કરીશ. ઉદ્યમ કરનારા મનુષ્યોને મધ્યે બિલાડો મુખ્ય દષ્ટાંતરૂપ છે. કેમકે બિલાડા જન્મથી આરંભીને ગાય રાખતા નથી, છતાં હંમેશા દૂધ પીએ છે. હે દેવ ! ઉદ્યમથી દ્રૌપદી અને સીતા વિગેરે જો પાછી આવી છે, તો આ લીલાવતીને તો તમે ઘેર આવેલી જ જાણો; પરંતુ આપ એવું મોટું કાંઇક પુણ્યનું કાર્ય કરો, કે જેથી મારો ઉદ્યમ સફળ થાય, કેમકે પુણ્યથી જ સર્વ અર્થની સિદ્ધિઓ થાય છે. લક્ષ્મીનું બંધન (સ્થિરતા), વિઘ્નનો નાશ અને કીર્તિનો પ્રચાર તથા બીજું પણ સર્વ પ્રકારનું વાંછિત પુણ્યથી જ પ્રાપ્ત થાય છે." તે સાંભળી રાજાએ તેને પૂછ્યું કે—" તેવું પુણ્ય કાર્ય કયું છે ? તે કહો." ત્યારે તે બોલ્યો કે—" હે સ્વામી ! પોતાના આખા દેશને વિષે કાયમને માટે પાંચ પર્વીએ સર્વ વ્યસનોનું નિવારણ કરો. સંસારવાસના ઉત્સવ જેવા સાતે વ્યસનોથી ઉત્પન્ન થએલા પાપવડે પ્રાણીઓ પોતાના કુળને કલંકિત કરે છે, અને શરીરની ધાતુઓને મલિન કરે છે. તે વ્યસનો આ ભવમાં પણ નળ વિગેરેની જેમ પ્રાણીઓનો અનર્થ કરે છે, તેથી કુમારપાળ રાજાએ તે સર્વ વ્યસનોને ગધેડા ઉપર બેસાડી પોતાના આખા દેશથી કાઢી મૂકયા હતા." આવું મંત્રીનું વચન સાંભળી રાજાની આશારૂપી લતા નવપલ્લવિત થઇ, એટલે તે મંત્રીનું વચન સ્વીકાર કરી છત્રાદિક મોટી લક્ષ્મી સહિત પ્રધાનની સાથે સભામાં ગયો.

ત્યારપછી મંત્રી ભોજન કરવા માટે પોતાને ઘેર ગયો, અને સાંજે રાજા પાસે આવી તેણે જણાવ્યું કે—"હે સ્વામી! ઘણી ખુશીની વાત છે કે દેવી મારે ઘેર આવી ગયા છે." તે સાંભળી હર્ષથી વિકસ્વર થએલા નેત્રવાળા રાજાએ "હાંસી કરો છો? કે સત્ય કહો છો? એમ તેને પૂછ્યું, ત્યારે પ્રધાને તેને સત્યતાની પ્રતીતિ ઉપજાવી. પછી હર્ષ પામેલા રાજાએ આજ્ઞા કરીને આખી નગરીમાં શોભા કરાવી. પછી એક વર્ષ જેટલી લાંબી થએલી રાત્રિને નિર્ગમન કરી હર્ષ પામેલો રાજા આઠમે દિવસે પ્રાતઃકાળે મોટી લક્ષ્મી (શોભા) સહિત પૃથ્વીધરને ઘેર ગયો. ત્યાં તેણે પડવાના ચંદ્રની રેખા જેવી નિસ્તેજ અને અત્યંત કૃષ શરીરવાળી તથા શ્વેત વસ્ત્રને ધારણ કરેલી અકલંકિત લીલાવતીને જોઇ. તે વખતે રાજાએ તે રાણીને ઘણા દુકૂળ (વસ્ત્રો) અને આભરણો સહિત બત્રીશ લાખ રૂપીયા આપ્યા. મોહવાળા પુરૂષો સ્ત્રીને પોતાના પ્રાણો પણ આપી દે છે. **માઘ** કવિએ જેમ **ભોજ** રાજાને જમાડ્યા હતા, તેમ તે મંત્રીએ રાણી સહિત રાજાને સ્વાદિષ્ઠ અને પરિમિત ભોજ્યાદિક વડે પ્રસન્ન કર્યો. પછી રાજા ત્યાંથી પોતાના મહેલ તરફ ચાલ્યો. જેમ વિષ્ણુ લક્ષ્મીને લઇ સમુદ્ર થકી નીકળ્યા હતા, તેમ આ રાજા હાથીપર આરૂઢ થઇ ભૂષિત કરેલી પ્રિયાને પોતાની આગળ બેસાડી મંત્રીના ઘર થકી નીકળ્યો. ઘણા વધામણા, ઘણા વાજીંત્રોના શબ્દો અને ચોતરફ ઉંચા તોરણ અને ધ્વજાથી શણગારેલા નગરમાં મહોત્સવ પૂર્વક જાણે નવા લગ્ન કર્યા હોય તેમ તે રાજા તે વધૂને પોતાના મહેલમાં લાવ્યો. તે જોઇ લોકો બોલવા લાગ્યા કે—"સાકર જેવા પ્રેમથી અને મરચાં જેવા રોષથી જતી રહેલી રાણીને મનાવીને રાજા આજે પોતાના મહેલમાં લઇ જાય છે." આશ્ચર્ય છે કે તે રાણીની આપત્તિ પણ તેણીના માન, પૂજા અને યશને માટે જ થઇ. જેમકે આંબાને વિષે તીવ્ર લૂ પણ કેરીના રૂપ, ગંધ અને રસની લક્ષ્મીને માટે જ થાય છે, અથવા તો લોકોત્તર ચારિત્રવાળાની આપત્તિ પણ સંપત્તિને માટે થાય છે. જેમકે અગ્નિ[1]શૌચ જાતનું વસ્ત્ર અગ્નિમાં નાંખવાથી જ નિર્મળતાને પામે છે. પછી

[1] કિનખાબ જેવી જાતનું.

રાજાથી તિરસ્કારને પામેલી કદંબા રાણી ભય પામીને નાસી ગઇ. પ્રાયે કરીને [1]અભ્યાખ્યાનાદિક ઉગ્ર પાપ આ ભવમાં પણ ભોગવવું પડે છે.

ત્યારપછી લીલાવતી રાણી શ્રીપાર્શ્વનાથનું સુવર્ણબિંબ કરાવી તેની હમેશાં પૂજા કરવા પૂર્વક અનુભવેલા પ્રભાવવાળા શ્રી નવકાર મંત્રનો જપ કરવામાં ઉદ્યમવંત થઇ. અણગળ પાણી, માંસ અને રાત્રિભોજન વિગેરેનો તેણીએ ત્યાગ કર્યો, અને રસવડે લોઢું જેમ સુવર્ણતાને પામે તેમ મંત્રીની પ્રિયાવડે તે જૈનધર્મને પામી. ઘોડેસ્વાર, પદાતિ અને ઘણી સ્ત્રીઓના સમૂહની મધ્યે રહેલી તે રાણી પાંચ પર્વતિથિને દિવસે કાયમ શ્રેષ્ઠ પાલખીમાં બેસી વાગતા વાજિત્રના નાદપૂર્વક ચૈત્યોને વાંદવા જતી હતી. તે વખતે દાસીઓ ચોતરફથી સુવર્ણની સોટીવડે વચ્ચે આવતા મનુષ્યોને હઠાવતી હતી. આ પ્રમાણે તેણીને જૈનધર્મમાં રક્ત થયેલી જોઇ જગતને આનંદ આપનાર રાજાએ તેણીને પૂછ્યું, ત્યારે સર્વ સ્ત્રીઓના અલંકારરૂપ તે લીલાવતી બોલી કે—" હે સ્વામી ! મારૂં અને તમારૂં શ્રેય આ ધર્મથીજ થયું છે, તેથી હું તેની કૃતઘ્ની કેમ થાઉં ? " આ પ્રમાણે તેણીનું વચન સાંભળી હર્ષ પામેલા રાજાએ તેણીને પટ્ટરાણી પદે સ્થાપન કરી.

**પેથડના બ્રહ્મચર્યનો સ્વીકાર તથા તેના પ્રભાવના વર્ણનવાળો આ પાંચમો તરંગ પૂર્ણ થયો.**

[1] ખોટું આળ—કલંક.



# अथ षष्ठ तरंग.



ત્યાર પછી "બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ અને ચૌદશ આ પાંચ તિથિને વિષે જે માણસ સાત વ્યસનમાંથી એક પણ વ્યસનને સેવશે, તેના ધન સહિત પ્રાણોને રાજા અવશ્ય લઇ લેશે." આ પ્રમાણે રાજાએ અવન્તિ દેશમાં ઉદ્‌ઘોષણાનો પડહ વગડાવ્યો. તથા તે પાંચે તિથિને દિવસે રાજાએ તે વ્યસનોને દૂર કરવાનો આદર કર્યો, તેથી લોકોમાં પણ તેનું ગુપ્ત રીતે સેવન તો દૂર રહો પરંતુ તે સંબંધી વાર્તાનો પણ ત્યાગ થયો.

એકદા પૂર્વદેશનો રહીશ **પદ્માકર** નામનો એક ધૂર્ત તે માંડવદુર્ગમાં આવ્યો. તે બુદ્ધિરૂપી ચંદ્રિકાના પૂરવડે કપટરૂપી પોયણાને વિકસ્વર કરનાર હતો. તે ફરતો ફરતો એક વાણીયાની દુકાને ગયો. ત્યાંથી તેણે બે રૂપીયાની કીંમત થાય તેટલા ચોખા, દાળ, ઘી વિગેરે ભોજનની સામગ્રી લીધી. પછી કરોડો કુટિલતામાં કુશળ એવો તે બોલ્યો કે—"હે શેઠ ! તમારૂં માગણું ધન હમણાં જ હું અપાવું, મારી સાથે તમારા પુત્રને મોકલો." તે સાંભળી તેણે પોતાના પુત્રને તેની સાથે મોકલ્યો. તેને લઇ તે ધૂર્ત દોશી વાણીયાની દુકાને ગયો. ત્યાંથી પણ તે માયાવીએ ઉત્તમ વસ્ત્રો લઇ તે દોશીને કહ્યું કે—"આ મારો પુત્ર અહીં તમારી પાસે બેઠો છે. તેટલામાં હું હમણાં જ મારી સ્ત્રીને આ લૂગડાં દેખાડીને આવું છું." આ પ્રમાણે કહી તે બાળકને ત્યાં મૂકી વસ્ત્રોને લઇ ચાલ્યો ગયો. પછી જ્યારે ભોજનનો સમય થયો ત્યારે તે વાણીયાએ પોતાના પુત્રની શોધ કરી, છેવટ તે દોશીની દુકાને બેઠેલો જોયો, તેથી તે

વાણીયાને તે દોશીની સાથે તે પુત્રના સંબંધ મોટો વિવાદ થયો, કે જેમાં સર્વ મનુષ્યો હસવા લાગ્યા.

હવે તે ધૂર્ત રસોઇ કરાવી ભોજન કરી ઉત્તમ વેષ ધારણ કરી **કામકાંતા** નામની વેશ્યાને ઘેર ગયો. ત્યાં ધૂર્તતાથી ઉપાર્જન કરેલાં તે વસ્ત્રો તેણે પ્રસન્ન થઇને વેશ્યાને આપ્યાં. ગાયનો વધ કરી કાગડાને પોષણ કરનાર જેવા તે ધૂર્તને ધિક્કાર છે. જેઓ વેશ્યાઓને વિષે ધર્મનો નાશ કરનાર ધનનો વ્યય કરે છે, તે મૂર્ખજનો સુવર્ણના ભાલાને કાદવમાં નાંખવા જેવું કરે છે. જ્યાંસુધી દાનરૂપી જળની વૃષ્ટિ થાય છે ત્યાંસુધી જ જેઓની કાંઇક આર્દ્રતા રહે છે, તેવી મારવાડ દેશના જેવી વેશ્યાઓને વિષે કોણ બુદ્ધિમાન રાગ (પ્રીતિ) કરે? વૈભવની પ્રાપ્તિથી વિશ્વાસ પામેલી વેશ્યાએ એકદા મણિ અને મોતીનું જડેલું રાજપુત્રે આપેલું મનોહર સુવર્ણકુંડળ પહેર્યું. જેટલામાં તેજવડે સૂર્યમંડળનો પણ તિરસ્કાર કરનાર તે કુંડળ ધૂર્તે જોયું, તેટલામાં તેને તે લઇ લેવાની ઇચ્છા થઈ. કેમકે જેની જે પ્રકૃતિ હોય તે કેમ જાય? હનુમાન ઐશ્વર્ય પામ્યા છતાં પણ ફળ લેવા માટે ફાળ મારતો હતો, તથા બિલાડો ક્રીડામાં મગ્ન થયો હોય તોપણ ઉંદર દેખે તો તરતજ તેને પકડવા દોડે છે. તેથી તે ધૂર્ત બોલ્યો કે—" હે સારી ભ્રકુટિવાળી ! એક કુંડળથી બરાબર શોભા આપતી નથી, તેથી તે મને આપ, કે જેથી તેને અનુસારે તેના જ જેવું બીજું કુંડળ હું કરાવી લાવું " તે સાંભળીને વાંદરાને કેરી આપવાની જેમ તેણીએ લોભથી તે કુંડળ તેને આપ્યું. એટલે તે ધૂર્ત તેને લઇને ચાલ્યો ગયો. ફરીથી ત્યાં આવ્યો જ નહીં.

આવા અવસરે દીવાળીના દિવસો આવ્યા. વર્ષાઋતુની જેમ તે દિવસોમાં મનુષ્યોના હૃદયરૂપી સરોવરમાં રહેલું હર્ષરૂપી જળ મર્યાદારૂપી પાળને ઓળંગીને ચોતરફ પ્રસરે છે. પ્રાયે કરીને તે પર્વમાં સર્વ જનો અલંકારાદિકનું મંડન કરે છે, દીવાઓ કરે છે, આનંદમાં વર્તે છે, સારૂં સારૂં ભોજન કરે છે, મુખમાં તાંબૂલ વિગેરેનો રંગ કરે છે અને સારો વેષ ધારણ કરે છે. તે દિવસોમાં સ્ત્રીઓના હાથમાં રહેલી ઢિંકુલીરૂપી ગોફણોથી મૂકેલા લાડુરૂપી ગોળાઓ નિશાનરૂપ કરેલા મનુષ્યને જીવાડે છે એ મોટું આશ્ચર્ય છે. દિવા

ળીના આવવાથી ચૌદશને દિવસે કોઇ વ્યસનવાળો માણસ પણ રાજાના ભયને લીધે દ્યૂતની ક્રીડા કરતો ન હતો. તે નગરમાં ઘણી લક્ષ્મીવાળો **શ્રીપાળ** નામનો શેઠ દ્યૂત રમવામાં અતિ આસક્ત હતો, તે વૃત્તાંત સાંભળીને તે ધૂર્ત ધનિકનો વેષ લઇ રમવાની ઇચ્છાથી તેને ઘેર ગયો. ત્યાં તેને તે શેઠે આવકાર પૂર્વક આસન આપ્યું, એટલે તેને ધૂર્તે કહ્યું કે—" હે શેઠ ! આજ તમે દ્યૂત કેમ રમતા નથી ? કેમકે આજનો દિવસ સર્વ દ્યૂતના દિવસોમાં નાયક છે. ". ત્યારે શ્રેષ્ઠીએ કહ્યું કે—" તમે કહો છો તે ખોટું નથી, પરંતુ રાજાનો હુકમ ઉલ્લંઘન કરવામાં જેટલો ભય છે તેટલો યમરાજાનો પણ ભય નથી. " ત્યારે ધૂર્ત બોલ્યો કે—" જો રાજા જાણે તો ભય ખરો, પરંતુ તેવું ગુપ્ત દ્યૂત રમીએ કે રાજા જરા પણ જાણી ન શકે." આ પ્રમાણે કહીને તેણે પણ ( શરત ) માં મૂકવાનું તે ઉજ્વળ કુંડળ તેને દેખાડયું. તે જોઇ તે શેઠે પોતાની પ્રિયા પાસે ચોપાટ, પાસા અને સોગઠા મંગાવ્યાં. રત્નોરૂપી નક્ષત્રોથી શોભતા કુંડળરૂપી ચંદ્રને જોઇ તે શેઠનો લોભરૂપી સમુદ્ર ઉછળવા લાગ્યો—લોભસાગરના કલ્લોલો ઉછળવા લાગ્યા. કહ્યું છે કે—

" निर्दयत्वमहङ्कार–स्तृष्णा कर्कशभाषणम् ।
नीचपात्रप्रियत्वं च, पञ्च श्रीसहचारिणः ॥ १ ॥ "

" નિર્દયના, અહંકાર, લોભ, કઠોર ભાષણ અને નીચ પાત્રને વિષે પ્રીતિ આ પાચ લક્ષ્મીના સહચારી છે ( જ્યા લક્ષ્મી હોય ત્યાં આ પાચ દોષ હોય છે. )

ત્યારપછી ઓરડાના દ્વાર બંધ કરી તેને સાંકળ તથા તાળું વાશી તે બન્ને ચતુર જનો મોટી ઇચ્છાથી પાસે રમવા લાગ્યા. જેમ વાનર એક વૃક્ષથી બીજા વૃક્ષ ઉપર વારંવાર જાવ આવ કરે છે, તેમ કેટલોક વખત જય તે ધૂર્ત અને શ્રેષ્ઠીની વચ્ચે જાવ આવ કરવા લાગ્યો ( કોઇ વખત ધૂર્ત અને કોઇ વખત શ્રેષ્ઠી એમ બન્નેનો વચ્ચે વચ્ચે જય થવા લાગ્યો. ) પછી શ્રેષ્ઠીનાં નેત્રો વિદ્યાવડે અંધ કરીને તે ધૂર્ત તે ન જાણે તેમ પાસાદિકના કપટવડે વારંવાર જીતવા લાગ્યો. અનુક્રમે તે શ્રેષ્ઠી પોતાનું સર્વ ધન, ધાન્ય અને અલંકારો હારી ગયો. તે વખતે

તેની ભાર્યાએ તેને રમવાનો ઘણો નિષેધ કર્યો, તોપણ તે શેઠ છેવટ પોતાના મહેલને પણમાં મૂકી રમવા લાગ્યો. કહ્યું છે કે—

" मिष्टा रागेषु वैराटी, मिष्टा हारिर्दुरोदरे ।
मिष्टं रोपणकं स्नेहे, मिष्टा मारिर्विरोधिनि ॥ २ ॥ "

" બધા રાગોમા વૈરાટી નામનો રાગ મીઠો લાગે છે, જુગારમાં પરાજય મીઠો લાગે છે, સ્નેહમા રીસાવું મીઠું લાગે છે, અને શત્રુપર મારો ચલાવવો મીઠો લાગે છે. "

છેવટ તે શેઠ મહેલ પણ હારી ગયો, ત્યારે ધૂર્ત બોલ્યો કે—" તમે અહીંથી નીકળી જાઓ, એમ તમને મારે શી રીતે કહેવાય ? પરંતુ તમે તમારી જાતે જ જેમ યોગ્ય લાગે તેમ કરો. " તે સાંભળી રાત્રિનો છેલ્લો અર્ધ પ્રહર બાકી રહ્યો હતો તે વખતે જેમ પ્રભાત થવાથી પારકા મહેલમાં પેઠેલો ચોર કાંઇપણ લીધા વિના ત્યાંથી નીકળી જાય તેમ તે શેઠ પોતાની પ્રિયાને આગળ કરીને કાંઇપણ વસ્તુ વિનાનો ( હાથે પગે ) તે મહેલમાંથી નીકળી ગયો. તે ચિંતા સહિત જેટલામાં બહાર આવે છે, તેટલામાં રાજાદિકના આગમનને સૂચવનારો તરંગની જેવા ચપળ અશ્વોની ખરીઓનો શબ્દ સાંભળવામાં આવ્યો. આનો સંબંધ આ પ્રમાણે છે કે મંત્રીની પ્રિયાના કહેવાથી રાત્રિને ચોથે પ્રહરે લીલાવતી રાણી ચૈત્યોને વાંદવા માટે નીકળી હતી. તેણીએ પ્રથમથી કુંચીઓનો ઝુડો પોતાની પાસે મંગાવી રાખ્યો હતો, તેથી તે ચૈત્યોનાં દ્વારો ઉઘાડીને પોતાના આત્માના પ્રવેશને માટે સિદ્ધિના દ્વારને તેણીએ ઉઘાડ્યાં. તેમાં મુખ્ય બિંબની પાસે ( ગભારામાં ) તેજવડે અંધકારનો નાશ કરનાર અને અંજન ( મેષ ) વિનાના એક એક અમૂલ્ય રત્નદીપકને તેણીએ મૂકયા તથા શત્રુંજયાવતાર નામના આદિનાથના મુખ્ય ચૈત્યમાં દેદીપ્યમાન સુવર્ણના લાખ યવ પણ મૂકયા. જે માણસ લક્ષ[1]પ્રતિપદાને દિવસે જિનેશ્વરની પાસે લાખ ધાન્યને ( ધાન્યના લાખ દાણાને ) મૂકે છે, તે માણસ આ ભવ અને પર ભવમાં બે રીતે [2]અમાત્રધાન્ય થાય છે.

---

૧ લાખી પડવો એટલે કાર્તિકશુદી એકમ ૨ અપ્રમાણ (ઘણા) ધાન્યવાળો તથા માત્ર એટલે કાના વિનાનો ધાન્ય એટલે ધન્ય (પુણ્યવાન) થાય છે

તથા તેને તેજ વર્ષે દુકાળ હોય તો પણ ડીટકથી દુપણુ નહીં પામેલું મુષ્ટિના માપવડે ન ભરી શકાય એટલું બધું ઘણું ધાન્ય સુલભ થાય છે. તેમજ બત્રીશ વર્ષની વયવાળી તે લીલાવતી રાણીએ હર્ષથી શ્રી જિનેશ્વરની પાસે સુવર્ણનાં બત્રીશ બીજોરાં પણ મૂકયાં. અરિહંતની પાસે એક પણ ફળ મૂકયું હોય તો તે અનંત ફળને આપનાર થાય છે, તેથી હે ભવ્યો ? જિનેંદ્રની પાસે ભાવથી ઉત્તમ ફળ મૂકો. તથા તે રાણીએ જિનેશ્વરની પાસે એક મૂઠક પ્રમાણુ ઘઉંના મધુર, ઘણા ઘીવાળા, મોટા, ઉજ્વળ અને ગોળ લાડુઓનો ઢગલો કર્યો. આ પ્રમાણે વિધિપૂર્વક તે દિવસને કૃતાર્થ કરી તે રાણી ઘોડેસ્વાર, પરિવાર અને વેશ્યાઓ સહિત પોતાના મહેલ તરફ ચાલી.

આ રીતે તે રાણી આવતી હતી તે વખતે તેના અશ્વોની ખરીનો અવાજ તે શેઠે સાંભળ્યો. તરતજ તેને ગયેલી લક્ષ્મીને પાછી વાળવામાં દૂતી સમાન સારી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેટલામાં દેદીપ્યમાન દીવાના પ્રકાશે દેખાડેલી રાણી પણ ત્યાં આવી. તે વખતે તે શેઠને લાંબી સોટીવડે મારવામાં આવ્યો તો પણ તે દૂર ગયો નહીં, અને રાણીને મળ્યો. રાણીએ પોતાનો મીયાનો માણસો પાસે ઉભો રખાવ્યો ત્યારે શ્રીપાળ શેઠ જરા દૂર રહીને તે દયાળુ રાણી પાસે બોલ્યો કે—" હે માતા ! મેં આજે એક અન્યાય કર્યો છે, અને તેનું ફળ પણ હું પામ્યો છું. તે એ કે રાજાએ નિષેધ કરેલું દ્યૂત હું રમ્યો છું અને સર્વ લક્ષ્મી હારી ગયો છું. મારૂં સર્વસ્વ જેણે જીતી લીધું છે તે જુગારી કદાચ પકડાય તો પણ તે પુષ્કળ ધનને લીધે છુટી પણ શકે. પરંતુ હું તો માત્ર બે હાથે જ ઘરમાંથી નીકળી ગયો છું. તેથી જો હું પકડાઉ તો મારી શી ગતિ થાય ? તો મારા " આ એક અપરાધને ક્ષમા કરીને રાજાના ભયથી મને તમે બચાવો. એકવાર પડી ગયેલા દાંતને પણ મુખ ફરીથી ગ્રહણ કરે છે." આ પ્રમાણે તેનું વચન સાંભળી રાણીએ કહ્યું—" તને અભય હો, તું ભય પામીશ નહીં પરંતુ તે જુગારી કયાં છે ? તે તું કહે." તે બોલ્યો—" મારા મહેલમાં જ તે રહ્યો છે." ત્યારે રાણીએ પોતાના સેવકોને ત્યાં મોકલી સુખે સુતેલા એવા તેને બંધાવ્યો.

પછી રાણીએ પોતાને ઘેર આવી રાજાને તે સર્વ વૃત્તાંત કહી

તે બન્ને જુગારીને સોંપી કહ્યું કે—" હે સ્વામી ! આજ તો આ બન્નેને આપ છોડી મૂકો. પ્રથમ તો આ શેઠે આલોયણા લેનારની જેમ યથાર્થપણે પોતે કરેલા દુષ્કૃતને પોતે જ કહી આપ્યું છે, તેથી તે આરાધક છે માટે તેને દંડ કરવો કેમ ઉચિત હોય ? તથા હું તમારી દાસી છું તેથી મારાપર કૃપા કરીને આ બીજા રંક જેવાને પણ આપ મુકી દ્યો. આના દંડથી ઉત્પન્ન થતા પાપવડે મારો આત્મા નરકનો અતિથિ ન થાઓ " તે સાંભળી ક્રોધથી રાતા નેત્રવાળા થયેલા રાજાએ કહ્યું કે—" હે દેવી ! આમને માટે તું વધારે ન બોલ મારી આજ્ઞાનો ભંગ કરવાથી શત્રુની ક્રિયાને લાયક થયેલા આ બેમાથી એકેને પણ હું છોડવાનો નથી. " કહ્યુ છે કે—

" आज्ञाभङ्गो नरेन्द्राणां, वृत्तिच्छेदो द्विजन्मनाम् ।
पृथक्शय्या च नारीणा-मशस्त्रवध उच्यते ॥३॥

રાજાઓની આજ્ઞાનો ભંગ કરવો, બ્રાહ્મણોની આજીવિકાનો નાશ કરવો અને ભાર્યાની જુદી શય્યા રાખવી, આ તેમનો શસ્ત્ર રહિત વધ કહેલો છે "

આ પ્રમાણે તે બન્નેના અશુભમાં જ દ્રઢ ચિત્તવાળા રાજાને જાણીને હૃદયમા પશ્ચાત્તાપ પામતી રાણી રોષ કરીને ગઈ. બે ત્રણ દિવસ ગયા છતાં પણ રોષનો ત્યાગ ન કર્યો ત્યારે કામદેવથી ગ્રહણ કરાયેલા હૃદયવાળો રાજા તેણીને શાંત કરવા તેણીની પાસે આવ્યો. કહ્યુ છે કે—

" त्रिलोकी तृणवद्येषां, करवाले करस्थिते ।
तेऽपि कुप्यत्प्रियानेत्र-त्रिभागभ्रान्तिभीरवः ॥४॥ "

સાંભળી રાણીએ પણ પર્વના દિવસના વ્યસનના નાશની કાંતિને માટે ( નિર્મૂળ નાશ કરવા માટે ) તે રાજાનું વચન સહન કર્યું ( અંગીકાર કર્યું. )

હવે રાણીની સંમતિ થવાથી રાજાએ જે કર્યું તે કહેવાય છે.—ચોપાટના નાયકરૂપ સોગડીઓનો મોટો હાર જાણે કે દુર્ગતિરૂપ સ્રીએ આપ્યો હોય તેમ તે શેઠના કંઠમાં સ્થાપન કરાવ્યો–પહેરાવ્યો. રાણીજો જે ધૂર્ત હતો તેને ખરાબ વેષ પહેરાવીને ગધેડા ઉપર ચડાવ્યો, તે જાણે સાતમી નરક તરફ પ્રયાણ કરવાને તૈયાર થયો હોય તેમ શોભતો હતો. શ્રેષ્ઠીને પગે ચલાવ્યો અને તે ધૂર્તને ગધેડાપર બેસાડ્યો, તેમની આગળ ત્રાડુકા નાંખતા ખિલાડા ચલાવ્યા ( અથવા કાહલ નામના વિરસ વાજિંત્રના શબ્દ કરાવ્યા ). આ રીતે લાખો લોકો જોઇ શકે તેમ નગરના દરેક માર્ગમાં રાજાએ તે બન્નેને ફેરવ્યા. પછી શ્રેષ્ઠીની કુલ જેટલી સમૃદ્ધિ હતી તેમાંથી અર્ધી સમૃદ્ધિ તેના દંડ તરીકે લીધી, અને તે ધૂર્તનું નાક કાપી તેને દેશનિકાલ કર્યો. ' પુરૂષની ફજેતી કરનાર દ્યૂતને ધિક્કાર છે ' કહ્યું છે કે—

" जूएण जुव्वणेण य, दासीसंगेण धुत्तमित्तेण ।
उच्भेउ अंगुलिं सो, अवसाणे जो न हु विगुत्तो ॥५॥"

"જે માણસ દ્યૂત રમવાથી, યૌવનનો મદ કરવાથી, દાસીનો સંગ કરવાથી, કે ધૂર્તની મિત્રાઈ કરવાથી પરિણામે વગોવાણો ન હોય–ફજેત થયો ન હોય ( એવો કોઈ પણ પુરૂષ હોય તો ) તે પોતાની આંગળી ઉંચી કરો ( જાહેર થાઓ. અર્થાત્ એવો કોઈ દુનિયામાં હોય જ નહીં)."

પછી તે ધૂર્ત પાસેથી મળેલું તે કુંડળ રાજાએ રાણીને આપ્યું. રાણીએ તેના જેવું બીજું કરાવી તે બન્ને પ્રથમિણીને આપ્યાં, અને તેણીએ જિનેશ્વરની પ્રતિમાને પહેરાવ્યાં. સુવર્ણથી મઢેલો પથ્થર પણ સ્રીઓને વહાલો હોય છે, તે વાત સત્ય છે, પરંતુ સુવર્ણ વિના જ અલંકારરૂપ ગુણોને વિષે જ આદર કરવો ઉચિત છે.

ત્યારપછી ' પર્વને વિષે કોઇ મનુષ્ય ગુપ્તપણે વ્યસનની સેવા

કરતા હશે ' એવી શંકા થવાથી રાજાએ ઝાંઝણને ઉઘાડી તરવાર આપી તેને આરક્ષક બનાવ્યો. ત્યારે બીજાથી પરાભવ ન પામી શકે એવો તે ઝાંઝણ નગર-અને ગામોને વિષે પ્રગટપણે અને ગુપ્તરીતે રાત્રિએ અને દિવસે જાતે જ વ્યસનનાં સ્થાનકોને જોતો જોતો ચોતરફ ફરવા લાગ્યો.

આવા અવસરે ચોતરફ ભમવાથી થાકી ગયેલી લક્ષ્મીને વિશ્રાંતિ લેવાના મંડપરૂપ તે મંડપ (માંડવગઢ) ને વિષે ખર્પર વંશમાં ઉત્પન્ન થયેલા ત્રણ ચોરો ચોરી કરતા હતા. તે ચોરોથી ત્રાસ પામેલા નગરના મહાજનોએ એકદા સાયંકાળે રાજા બહારની સભામાં બેઠા હતા ત્યારે આવીને રાજાને નમસ્કાર કર્યા, અને રાજાની પાસે ભેટણું મૂકયું. રાજાએ તેમને યથાયોગ્ય આસન વિગેરે આપી તેમનો સત્કાર કરી આવવાનું કારણ પૂછયું. ત્યારે તેઓ બોલ્યા કે—" હે સ્વામી ! આ નગરીરૂપી અપૂર્વ ( નવીન ) અટવીને વિષે તમારા બાળવૃક્ષો જેવા અમે ચોરરૂપી દાવાનળવડે અત્યંત બળીએ છીએ. તેથી હે પૃથ્વીપતિ ! અને બીજા કોઇ પણ સારા સ્થાનને વિષે આરોપણ કરો; પરંતુ ચોરથી અને તમારાથી નિર્ધન થયેલા અમે અહીં રહી શકશું નહીં." આવું તેમનું વચન સાંભળી રાજાએ આરક્ષકને બોલાવી તેને કોપથી કહ્યું કે—' અરે અધમ ! મારો પગાર ખાઇને આખી રાત્રી સુખે સુઇ રહે છે ? કે જેથી મારો પ્રાણપ્રિય સર્વ મહાજન કાષ્ઠને વિષે રહેલા ઘુણ જાતિના જીવડાના ન્યાયથી ( જીવડાની જેવા ) ચોરવડે દિવસે દિવસે નિસ્સાર કરાય છે." તે સાંભળી નગરના આરક્ષકે કહ્યું કે—" હે દેવ ! આખી રાત્રિ હું ચૌટા વિગેરે સર્વ સ્થાને જોઉં છું, તો પણ તે ચોરને હું જોઇ શકયો નથી." ત્યારે રાજાએ કહ્યું કે—" આટલો કાળ પગાર ખાઇને હવે આજે ' હું શું કરૂં ? ' એવા શબ્દ બોલવાથી તું છુટી શકશે નહીં, જો તારે જીવવાની ઇચ્છા હોય તો તે ચોરને પકડ." આ પ્રમાણે રાજાનું વચન સાંભળી પાસે બેઠેલા ગોગાદે ઇર્ષ્યાથી કહ્યું કે—" હે સ્વામી ! પર્વતિથિને વિષે પણ ચોરી થાય છે, તેથી આ આરક્ષકને ઝાંઝણ પણ સહાયક થઇ શકશે." ;આવી તેની વાણી સાંભળી રાજાએ ઝાંઝણને પણ બોલાવીને કહ્યું કે—" તમે બન્ને થઇને આપણા આ નગરને સર્વથા

ચોરના ઉપદ્રવ રહિત કરો." ત્યારે આંઝણ બોલ્યો કે—"હે સ્વામી! આવા અલ્પ કાર્ય માટે બે જણાનો પ્રયાસ શા માટે જોઇએ? અમારા બેમાંથી એક જ આપના આદેશરૂપ સહાયથી આ કાર્ય કરી શકશે." આવું તેનું વચન સાંભળી તેને ઉદ્યમી જાણી રાજાએ તેને જ આદેશ આપ્યો. ત્યારે તે મહા બળવાન આંઝણ બોલ્યો કે—"હે સ્વામી! જો સાત દિવસમાં તે ચોરને હું ન પકડું તો તેને સ્થાને મારો દંડ કરવો." આ પ્રમાણે તેણે પ્રતિજ્ઞા કરી ત્યારે રાજાએ તેનો સત્કાર કરી મહાજનને આશ્વાસન સહિત રજા આપી.

ત્યારપછી આંઝણે ચોરને પકડવાનો ઉદ્યમ શરૂ કર્યો. મહા શૂરવીર યોદ્ધાઓ સહિત અને દીવા સહિત તે આંઝણ રાત્રિએ દરેક માર્ગ, દરેક દુકાન અને દરેક ઘરને જોતો જોતો ભમવા લાગ્યો; પરંતુ પુણ્ય રહિત પુરૂષ જેમ ધનને ન પામે તેમ તે સાહસિક ચોરને પામ્યો નહીં. આ રીતે વ્યગ્રપણાથી તેના ક્ષણોની જેમ તેના છ દિવસો વ્યતીત થયા. રાજાના આદેશના દિવસથી તે ચોરોએ પ્રથમ સાત દિવસની ગણતરી કરી, અને તે સાત દિવસમાં તેઓએ પકડાવાની શંકા થવાથી ચોરીનું કામ કર્યુંજ નહીં. પછી તેમની ગણતરી પ્રમાણે (એક દિવસ વહેલો ગણવાથી) આઠમો દિવસ આવ્યો ત્યારે શંકા રહિત થયેલા તે ત્રણે અર્ધ રાત્રિને સમયે ગાઢ અંધકાર થયો ત્યારે જુદા જુદા માર્ગથી તે નગરીના ચૌટામાં આવ્યા—ભેગા થયા. તે પોતાની પ્રતિજ્ઞાના [1]દિવસથી સાતમે દિવસે નિર્ભય એવો તે આંઝણ એકલો જ ચોરનો વેષ ધારણ કરી ત્યાં જ આવ્યો. તે ત્રણેને ચોર જેવા દેખી આંઝણે તેમની સામે ચોરની સંજ્ઞા કરી, તે જાણી તેમણે પણ તેની સામે ચોરની સંજ્ઞા કરી. એટલે તે બુદ્ધિમાન આંઝણે તેમને એકઠા મળ્યા ત્યારે પૂછ્યું કે—"તમારી કેવી કેવી શક્તિ છે?" ત્યારે તેઓ બોલ્યા કે—"અમારામાંથી એક જણ શકુન શાસ્ત્રથી સર્વ શુભાશુભ જાણે છે, બીજો પથ્થરથી તાળાં તોડે છે, અને ત્રીજો એકજ વાર સ્ત્રી કે પુરૂષનો શબ્દ સાંભળવાથી પછી કોઇ પણ વખત તેને શબ્દથી જ

---

[1] રાજાએ જે દિવસે તેને આદેશ આપ્યો તેને બીજે દિવસથી તેની પ્રતિજ્ઞા હતી તેથી.

ઓળખી શકે છે." આ પ્રમાણે તે ત્રણેએ પોતપોતાની શક્તિ કહીને તેને પૂછ્યું કે—"તારામાં શી શક્તિ છે ? તે તું અમને કહે." ત્યારે તે શ્લેષવાળું (મિશ્ર) વચન બોલ્યો કે-"કોઇ યોગી ગુરૂએ મને કરૂણા નામની ઔષધી આપી છે, તેનો પ્રભાવ એવો છે કે હું જે ચોરોની સાથે હોઉં તેઓ કદાપિ વધને પામે નહીં. તેથી આજે આપણે ઘણી સમૃદ્ધિવાળા રાજાના મહેલમાં જ પ્રવેશ કરીએ. કારણ કે, મોતીનો સમૂહ છોડીને ચણોઠીના ઢગલામાં કોણ હાથ નાંખે ?" તે સાંભળી તેઓ હર્ષ પામી જેટલામાં તેની સાથે રાજમહેલ તરફ ચાલ્યા, તેટલામાં સારી દિશામાં રહેલી શીયાળે શબ્દ કર્યો, તે સાંભળી તે શકુન જાણનાર ચોર બોલ્યો કે—"આ શકુનવડે આપણે અમૂલ્ય મણિઓ પામશું, પરંતુ તે એક દિવસ પણ આપણી પાસે રહેશે નહીં." તે સાંભળી અંજણ બોલ્યો કે-"જો એમ હોય તો આપણે મણિઓને તજીને રેશમી વસ્ત્રો અને સુવર્ણ વિગેરે બીજી અમૂલ્ય વસ્તુ લેશું. તે રાજમહેલ તો સર્વ વસ્તુની ખાણ છે." એમ કહી તે મંત્રીપુત્ર તેમને રાજમહેલમાં લઇ ગયો. ત્યાં એક ખજાનાના ઘરમાં તાળું ભાંગીને તે ચારે જણા નિર્ભયપણે પેઠા. તેટલામાં ભૈરવી નામના પક્ષીનો સ્વર સાંભળી તે શકુનજ્ઞાની બોલ્યો કે—"અરે ! અહીં રાજાનો કોઇ સુભટ આપણને જુએ છે, માટે હવે અહીં વિલંબ કરવો યોગ્ય નથી. કહ્યું છે કે—

" चौराणां धार्मिकाणां च, वैरिणां प्राप्तवैरिणाम् ।
परस्त्रीपार्श्वगानां च, विस्तरः स्वार्थघातकः ॥ ६ ॥

"ચોરો, ધાર્મિકજનો, શત્રુઓ, શત્રુઓને પ્રાપ્ત થયેલા અને પરસ્ત્રીની પાસે રહેલા આ સર્વ લોકો જો વિસ્તાર કરે એટલે કે પોતપોતાના શુભાશુભ કર્મમાં જો વિલંબ કરે તો તેમના સ્વાર્થનો નાશ થાય છે."

આ પ્રમાણે તેનું વચન સાંભળી મનમાં આશ્ચર્ય પામેલા તે કપટચોર (ખોટા ચોર) અંજણે દારિદ્રયને કુટવામાં ચપેટા (લાત) સમાન એક પેટી પ્રથમ ગ્રહણ કરી. ત્યારપછી આમાં શી શી વસ્તુ છે એવો નિર્ધાર કર્યા વિના જ તે બીજા ત્રણે ચોરોએ એક એક પેટી ઉપાડી, અને તે કપટચોરની સાથે તેઓ કુશળપણે ચૌટામાં પહોંચ્યા.

ત્યાં તેણે ખોટી પ્રીતિથી તેમને પૂછયું કે–" હવે આપણે અહીંથી જુદા પડીએ છીએ, માટે કહો કે આપણે ફરી પ્રેમપૂર્વક કયાં મળશું ?" ત્યારે વિશ્વાસ પામેલા તેઓ બોલ્યા કે–" પ્રાતઃકાળે માણેકચોકની પાસે હાથમાં બીજોરાનું ફળ રાખીને જેઓ આવે, તે અમે જ છીએ એમ જાણવું. માટે હે ચોર ! તું પણ ત્યાં આવજે." આ પ્રમાણે વાત કરીને તે ચારે ચોરો પરલોકમાં જતા જંતુઓની જેમ જુદે જુદે માર્ગે ગયા. જાણે નિધિ પ્રાપ્ત થયો હોય તેમ ચોરની પ્રાપ્તિથી હર્ષ પામેલો ઝાંઝણ પણ પોતાને ઘેર ગયો.

પ્રાતઃકાળ થતાં પૃથ્વીધર મંત્રીએ આવીને જોયું તો લક્ષ્મીના ઘરનું તાળું ભાંગેલું તથા તેમાંથી રત્નોની ચાર પેટી ચોરાયેલી જાણી. તત્કાળ તે વાત રાજાને જણાવી. તે સાંભળી રાજા જાણે ભયંકર યમરાજ હોય તેમ અત્યંત ક્રોધ પામ્યો, અને તે મંત્રીપુત્રને તત્કાળ સભામાં બોલાવ્યો. કેમકે રાજાઓ કોઇને પોતાના થતા જ નથી. શું **બિંદુસાર** રાજાએ **ચાણુકય** મંત્રીનું અપમાન નહોતું કર્યું ? તેજ પ્રમાણે **નંદ** રાજાએ **શકડાલ** મંત્રીનું અને **ભીમ** રાજાએ **શ્રીવિમલ** મંત્રીનું અપમાન નહોતું કર્યું ? તે વખતે સભામાં રહેલા સત્પુરૂષોએ હૃદયમાં ખેદ ધારણ કર્યો, અને અસત્પુરૂષોએ આનંદ ધારણ કર્યો. તથા તેના પિતાએ (પૃથ્વીધર મંત્રીએ) પુત્રે કરેલી પ્રતિજ્ઞાનો વિપર્યાસ (ભંગ) માન્યો.

અહીં પ્રાતઃકાળે ઝાંઝણે ઉભા થઇ શસ્ત્રધારી પોતાના પુરૂષોને કહ્યું કે—માણેકચોકની પાસે જે ત્રણ પુરૂષોના હાથમાં બીજોરાનાં ફળ હોય તેમને બાંધીને લાવો." એમ કહી તેમને ચોટામાં મોકલ્યા. તે પુરૂષો માણેકચોકમાં ગયા, ત્યાં વેપારીઓના વેષવાળા તેમને જોઇ બીજોરાની નીશાનીથી ઓળખી હાથ પાછળ રાખી પાંચમોડીએ બાંધી મંત્રીપુત્રની પાસે લઇ ગયા. કૌતુક જોવાનેએકઠા મળેલા પૌરજનોએ વીંટાયેલા તે ચોરોને તે ધન્ય (પુણ્યશાળી) આરક્ષક રાજાની પાસે લઇ ગયો, અને તેણે રાજાને કહ્યું કે—" હે સૂર્ય સમાન પ્રતાપવાળા સ્વામી ! જેમ પ્રાણીઓને રાગ, દ્વેષ અને મોહ લુટે છે, તેમ પૌરજનોને આ ત્રણ ચોરો લુટે છે, હવે આપની ઇચ્છા હોય તેમ કરો." આ

પ્રમાણે તેણે કહ્યું ત્યારે રાજાએ તેમને પેટીઓ ચોર્યાનું પૂછ્યું, પરંતુ તેઓ કોઇપણ પ્રકારે માન્યા નહીં. કેમકે ચોરો અસત્યરૂપી વેલડીના કંદરૂપ હોય છે. કહ્યું છે કે—

"चौरेष्वङ्कुरिता समुत्सृतदला चैरयेषु वेश्याजने,
सम्यक् पल्लविता गता जरठतां द्यूतप्रियेषु द्रुतम् ।
वार्ताजीविषु पुष्पिताऽथ कथकालापेषु मन्च्छायता–
मेत्यासत्यलता समुन्नतफलाभोगा नियोगिष्वभूत् ॥७॥"

"અસત્યરૂપી લતા ચોરોને વિષે અંકુરવાળી થઇ છે, વેપારીઓને વિષે પાંદડાની વૃદ્ધિવાળી થઇ છે, વેશ્યાઓને વિષે સારી રીતે પલ્લવવાળી થઇ છે, જુગારીઓને વિષે પ્રૌઢપણાને પામી છે, વાર્તા કરીને જીવનારાને વિષે પુષ્પવાળી થઇ છે, કથા (વ્યાખ્યાન) કરનારાઓને વિષે ગાઢ છાયાવાળી થઇ છે, અને રાજાના અધિકારીઓને વિષે ફળના વિસ્તારને ઉત્પન્ન કરનારી થઇ છે."

જ્યારે તે ચોરો જરાપણ માન્યા નહીં, ત્યારે ઝાંઝણે તેમને કહ્યું કે—"અરે! તમે કેમ સાચું માની જતા નથી?" તે સાંભળી ત્રીજો ચોર જે શબ્દના જ્ઞાનવાળો હતો તેણે તે ઝાંઝણને ચોથા તરીકે ઓળખી લીધો. તે વાત તેણે બીજા બે ચોરને કહી ત્યારે તેઓ પેટીઓ હરણ કરી છે એમ માન્યા. તે વખતે રાજાના હુકમથી તે પેટીઓ (ત્રણ) ત્યાં લાવવામાં આવી. 'તે જોઇ ચોથી પેટી ક્યાં છે?' એમ રાજાએ તેમને પૂછ્યું ત્યારે એક તરફ વાઘ અને એક તરફ પૂરમાં આવેલી નદી એ ન્યાયની પ્રાપ્તિથી મૂઢ થયેલા તેઓ કાંઇ પણ બોલ્યા નહીં, ત્યારે મંત્રીપુત્રે કહ્યું કે—"હે દેવ તે ચોથી પેટી આપના ખજાનામાં જ છે. તે સાંભળી રાજાએ તે ત્રણે ચોરોનો વધ કરવાનો હુકમ કર્યો. ત્યારે તે ત્રણે ચોરોએ નવા આરક્ષક (ઝાંઝણ) ને કહ્યું કે—"તું પણ અમારામાં ચોથો ચોર હતો. તેં તારી જે શક્તિ કરી હતી તે તો અસત્ય થઇ." તે સાંભળી સત્ય વાણીવાળા તે ઝાંઝણે રાજાને નમસ્કાર કરી તે ત્રણે ચોરોની યાચના કરી. કેમકે ભૂમિથી પડેલાઓને ભૂમિનો જ આધાર હોય છે. વળી ઝાંઝણે વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ!

સિદ્ધિ, સુખ અને સમૃદ્ધિ એ સર્વે પ્રાણીઓને જીવતદાન આપવાથી પ્રાપ્ત થાય છે. " આવું તેનું વચન સાંભળી રાજા ક્રોધ પામ્યો હતો, તોપણ બીજાઓએ આપવાનો નિષેધ કર્યો તોપણ રાજાએ તેમને ઝાંઝણને આપ્યા. કેમકે બુદ્ધિમાન પુરૂષો ( રાજાઓ ) જે પુરૂષ કાર્ય કરવામાં સમર્થ હોય તેને ઓળંગતા નથી. ( તેની પ્રાર્થનાનો ભંગ કરતા નથી–તેનું અપમાન કરતા નથી. ) કદાચ કાર્ય કરનાર પુરૂષે અપરાધ કર્યો હોય તોપણ બુદ્ધિમાન પુરૂષો ઉલટો તેનો અનુનય કરે છે–તેને માન આપે છે. જેમકે અગ્નિએ સર્વસ્વ બાળી નાંખ્યું હોય તોપણ તેને ફરીથી ઘરમાં લવાય જ છે.

પછી તે ત્રણે ચોરોને પોતાને ઘેર લઇ જઇ ઝાંઝણે તેમને ચોરીના કામથી નિવૃત્ત કરી પોતાના ખાનગી માન્ય સેવકો કર્યા. કેમકે ચંદન અંગના તાપને હરણ કરી તેને સુગંધી બનાવે છે જ. આ વૃત્તાંત જાણી રાજા વિગેરે સર્વ સજ્જનોએ તે ઝાંઝણની પ્રતિજ્ઞા સાહસ ( પરાક્રમ ), બુદ્ધિ, રાજભક્તિ અને કૃપાળુતા આ સર્વની પ્રશંસા કરી.

પછી તુષ્ટમાન થયેલા રાજાએ તે ઝાંઝણને ત્રણ વાર વસ્ત્ર અને આભરણોવડે વિભૂષિત કર્યો, તથા સુવર્ણના મીયાન ( મ્યાન ) અને રત્નોની રચનાવડે રમણીય પોતાનું ખડ્ગ પણ તેને આપ્યું. આ પ્રમાણે પૃથ્વીના અલંકારરૂપ પૃથ્વીધર મંત્રીએ પાંચ પર્વ તિથિએ સમગ્ર દ્યૂતાદિક વ્યસનોનો નાશ કરી સંપૂર્ણ પુણ્ય ઉપાર્જન કર્યું.

**પેથડે પાંચ પર્વ તિથિએ સાતે વ્યસનનો નિષેધ કરાવ્યો એ વિગેરે વૃત્તાંતને કહેનાર આ છઠ્ઠો તરંગ સમાપ્ત થયો.**



# अथ सप्तम तरंग.



એકદા અનેક દાનવડે દેદીપ્યમાન યશવાળા પેથડ મંત્રી શત્રુંજયની ઉપર રહેલા જિનેશ્વરને વાંદવા માટે બાવન દેવાલય સહિત ચાલ્યો. કહ્યું છે કે—

" यात्रा सत्रागारं, सुकृततते र्दुष्कृतापद्धतिहेतुः ।
जनिधनवचनमनस्तनु–कृतार्थता तीर्थकृत्त्वफला ॥१॥ "

' યાત્રા પુણ્યની શ્રેણિનું [1]સત્રાગાર છે, પાપને નાશ કરવાનો હેતુ છે, જન્મ, ધન, વચન, મન અને શરીરને કૃતાર્થ કરનાર છે, તથા તીર્થંકર નામકર્મ તેનું ફળ છે. "

કેટલેક દિવસે તે પાપ રહિત મંત્રીશ્વર સિદ્ધાચળ પહોંચ્યો. ત્યાં તેણે આદિનાથને વંદન કરી પોતાને લાયક એવી સર્વ ઉચિત ક્રિયા કરી સત્પુરૂષોના સમૂહે પ્રશંસા કરેલા તે મંત્રીએ પચીશ ઘટી સુવર્ણની ખોળોવડે ચૈત્યને સુશોભિત કર્યું. તે વખતે તે સિદ્ધાચળને જોઇ મનુષ્યોએ તર્ક કર્યો કે–શું આ શ્યામ વસ્ત્રને ધારણ કરેલા પતિઓથી પરિવરેલો સુવર્ણના મોટા મુગટને ધારણ કરનાર કોઈ રાજા છે ? કે શું શિષ્ય સહિત યોગપટ્ટના દશમા દ રને ધારણ કરનાર મહા તેજસ્વી કોઇ યોગીશ્વર છે ? આ પ્રમાણે સુવર્ણના ખોળાથી વ્યાપ્ત એવા ચૈત્યરૂપ સુંદર મસ્તક ( શિખર ) વાળો, ચો તરફ બીજા પર્વતોથી પરિવરેલો અને મોટા વનોની શ્રેણિથી સુશોભિત કટકવાળો હોવાથી તે સિદ્ધાચળ તર્ક કરવા લાયક થયો.

---

૧ દાનશાળા

ત્યાં કેટલાક દિવસ રહીને પછી તે રૈવતાચળ ( ગિરનાર ) ની તળેટીએ ગયો. તે વખતે ત્યાં પહેલેથી આવેલો દિગંબરનો સંઘ પણ હતો. હવે બીજે દિવસે જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે વાજીંત્રોના નાદ પૂર્વક તે પુણ્યવંત પેથડ મંત્રી સંઘ સહિત રૈવતાચળ ઉપર ચડવા લાગ્યો. તેટલામાં **યોગિનીપુરનો** રહેવાશી **અગરવાલ** નામના કુળમાં ઉત્પન્ન થયેલો **અલ્લાઉદ્દીન** બાદશાહનો માનીતો પૂર્ણ નામનો દિગંબર મતનો ધનિક શસ્ત્રધારી સેવકો સહિત સંઘપતિ થઇને આવ્યો હતો. તેણે ગર્વથી અંધ બની ત્યાં આવી નેમિનાથ જિનેશ્વરની આજ્ઞા આપી ( રૈવતાચળ પર ચડવાનો નિષેધ કર્યો ). તે વખતે પ્રધાન વિગેરે સર્વ જનો જે ઠેકાણે હતા તે જ ઠેકાણે સ્થિર થઇને ઉભા રહ્યા. કેમકે સંઘ, દેવ, ગુરૂ અને રાજાની આજ્ઞા ઓળંગવા લાયક નથી. તે વખતે પૃથ્વીધરે તેને કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે–"આ તીર્થ અમારૂં દિગંબરનું છે, તેમ જ અમે અહીં પહેલાં આવ્યા છીએ, તેથી અમે પહેલાં ચડીશું." મંત્રીએ કહ્યું કે–"આ તીર્થ અમારૂં છે એમ અમે કહીએ છીએ, અને તમે પણ અમારૂં તીર્થ છે એમ કહો છો. માટે આનો શો હેતુ છે ? તે કહો." ત્યારે તે બોલ્યો કે–" જો નેમિનાથની પ્રતિમાને વિષે કટીસૂત્ર ( કંદોરો ) અથવા અંચલિકા પ્રગટ કરાય તો સંસારની પીડાને હરણ કરનાર આ તીર્થ તમારૂં કેમ ન કહેવાય ? વળી આ જીનેશ્વર તેના શરીર ઉપર ભવ્ય પ્રાણીઓએ પહેરાવેલાં આભરણોને સહન કરતા નથી, તેથી આ તીર્થ દિગંબરોનું છે, પણ શ્વેતાંબરોનું નથી, એ વાત સંશય રહિત જ છે." આ પ્રમાણે તેનું વચન સાંભળી જગતને વિષે અદ્ભુત ક્રિયાને કરનાર પેથડ મંત્રીએ કહ્યું કે–" શું જુનાગઢ વિગેરેમાં જે પ્રતિમાઓ છે તે કટિસૂત્રવાળી અને અંચલિકા રહિત નથી ? પરંતુ તે તમારી નથી. વળી તમે કહ્યું કે-આ જીનેશ્વર આભરણોના સમૂહને સહન કરતા નથી, તો તેનું કારણ સાંભળો.–આ જીનેશ્વરનું તેજ બાર યોજન સુધી જાય છે, તેથી તેને આભૂષણોની શી જરૂર છે ? જેમ આમ્રવૃક્ષ ઉપર તોરણ બાંધવાની જરૂર નથી અને લંકા નગરીમાં લહેરોની જરૂર નથી, તેજ પ્રમાણે ફલવર્ધી પાર્શ્વનાથની જેમ આ મૂર્તિનો અધિષ્ઠા-

ચક્ર દેવ આભૂષણ રહિતજ છે. અથવા તો આ તીર્થ તમારૂં હોય તો ચોતરફ પર્વતોના સમૂહને ધારણ કરનાર આ ગિરિરાજ ઉપર મહાદેવ વિગેરે દેવતાઓની આરાધના કરનાર મનુષ્યો પણ આવે છે અને તેમનાં સ્થાપન કરેલાં મહાદેવનાં ઘણાં લિંગો છે, તે કેમ સંભવે ?" આવી અનેક યુક્તિઓવડે તે બન્ને સંઘપતિઓ વિવાદ કરવા લાગ્યા તે વખતે ચતુરાઈવાળા અને વિચારવાળા એ પ્રકારના વૃદ્ધો તેમનો વિવાદ દૂર કરવા બોલ્યાઃ કહ્યું છે કે—

"હે વાર્ધક[1] ! આજે દૈવયોગે તારૂં આગમન થયું તે ઘણું સારૂં થયું. ઘણે કાળે પૂર્ણ આયુષ્યવાળો પુરૂષ જ તને દેખી શકે છે. તારા સંગથી કેવળ વાળ જ શ્વેત થાય છે એમ નથી; પરંતુ બુદ્ધિ પણ ઉજ્વળ થાય છે, દુર્લભ વૈરાગ્ય પણ સુલભ થાય છે. સજ્જનોને વિષે માન્યતા થાય છે, અને પુણ્યકાર્યમાં મતિ પ્રવર્તે છે. ઈત્યાદિક તારા કેટલા ગુણો અમે કહી શકીએ ?"

"તમો બન્ને સંઘપતિઓ વાદનો ત્યાગ કરી એક સાથે જ આ ગિરિપર ચડો. પછી ઈંદ્રમાળ પહેરવાને વખતે જે વધારે ધન બોલે તેનું આ તીર્થ સમજવું. કેમકે ક્ષત્રિયો શસ્ત્રથી યુદ્ધ કરે છે, પંડિતો શાસ્ત્રથી યુદ્ધ કરે છે, વેપારીઓ પૈસાથી કલહ કરે છે, હલકા માણસો હાથવડે કલહ કરે છે, સ્ત્રીઓ ગાળોવડે કલહ કરે છે, અને પશુઓ શીંગડાંવડે કલહ કરે છે, માટે આપણો કલહ ધનથી જ હોઇ શકે છે." આ પ્રમાણે વૃદ્ધોએ કરેલી વ્યવસ્થાને તે બન્નેએ અંગીકાર કરી પછી તીર્થને પોતાનું કરવા ઉદ્યમવાળા થઇ તે બન્ને સંઘ સહિત રૈવતાચળ ઉપર ચડયા. સર્વ લોકો રોમાંચ સહિત થઇ હર્ષવડે શ્રીનેમિનાથને નમ્યા, અને સ્નાત્ર, પૂજા, ધ્વજારોપણ, નૃત્ય અને સ્તુતિ વિગેરે અનેક પ્રકારની ભક્તિ કરવા લાગ્યા.

પછી ઈંદ્રમાળ પહેરવાને સમયે સર્વ સંઘના લોકો કૌતુકવાળા થયા. તે વખતે નેમિનાથની ડાબી બાજુએ સંઘપતિ ( પૂર્ણ ) ઉભો રહ્યો અને મંત્રી ( પેથડ ) જમણી બાજુ ઉભો રહ્યો. આ પ્રમાણે તે બન્નેની સ્થિતિ જ પ્રથમ તો જય અને પરાજયને પ્રગટ કરતી

[1] વૃદ્ધાવસ્થા.

હતી. કેમકે શ્રીનેમિનાથનો જમણો હાથ જે તરફ હોય તેનો જ જય થાય છે. ત્યારપછી તીર્થને ગ્રહણ કરવામાં વ્યાકુળ હૃદયવાળા તે બન્ને અનુક્રમે સોનામહોરો, તે પછી સુવર્ણના શેરના પ્રમાણો અને ત્યારપછી સોનાની ઘડીઓ બોલવા લાગ્યા. તેમાં પેથડ મંત્રીએ ઇંદ્રમાળને માટે સુવર્ણની પાંચ ઘડી કહી, ત્યારે તેણે (દિગંબરી પૂર્ણે) છ ઘડી કહી. ત્યાર પછી તે બન્ને સાત ઘડી, આઠ ઘડી ઇત્યાદિક અનુક્રમે કહેવા લાગ્યા. છેવટ તે વખતે તત્કાળ પૂર્ણે સોળ ઘડી સુવર્ણ આપવાનું કહ્યું, અને આઠ દિવસની મુદત માગી તે સુવર્ણ એકઠું કરવા ગયો. તે વખતે મંત્રીએ પણ દશ દિવસની મુદત કહીને સુવર્ણ લાવવા માટે એક ઘડીમાં એક યોજન ચાલે એવી શીઘ્ર ગતિવાળી ઉંટડીને તેણે માંડવગઢ મોકલી.

પૂર્ણ નામના દિગંબર સંઘપતિએ સંઘના સર્વ લોકો પાસે જેટલું હોય તેટલું સુવર્ણ માગ્યું ત્યારે લોકોએ કડાં, સોનામહોર વિગેરે પોતપોતાનું સર્વ ધન આપ્યું, તે અને પોતાનું સર્વ એકત્ર કર્યું ત્યારે કુલ અઠ્ઠાવીશ ઘડી સુવર્ણ થયું. પછી જ્યારે ફરીથી ઇંદ્રમાળને માટે વાદ થયો ત્યારે તે પૂર્ણ અઠાવીશ ઘડી સુવર્ણ બોલ્યો, તે સાંભળી પેથડ મંત્રીએ છપ્પન ઘડી સુવર્ણ કહ્યું. જે માણસ હજાર યોજન, લાખ શ્લોક અને કરોડ રૂપીયાવડે પાછળ રહી ગયો હોય તે માણસ જેમ આગળના માણસ સાથે કોઇ પ્રકારે મળી શકતો નથી, તેમ આ પૂર્ણ સંઘપતિ પેથડ મંત્રીથી ઘણો પાછળ રહી ગયો તેથી તે તેને મળવા શક્તિમાન થયો નહીં. તે પૂર્ણે એકાંતમાં પોતાના સકળ સંઘને પૂછયું કે—"તમે કોઇ આનાથી અધિક થઇ શકશો?" ત્યારે તેઓ બોલ્યા કે અમારી શક્તિ નથી. જો તમારી શક્તિ હોય તો જ તમે કરજો. અમારા સર્વ બળદો, ગાડાંઓ અને મનુષ્યોને વેચીએ તોપણ તેટલું સુવર્ણ થઇ શકે તેમ નથી, તો તેથી અધિકની તો શી વાત કરવી? લુંટાયાની જેમ સર્વસ્વ ગુમાવીને તીર્થ વાળવામાં શું ફળ છે? આ ગિરિરાજને સાથે લઇને આપણે કાંઇ ઘેર જવાના નથી." આ પ્રમાણે પોતાના સંઘનું વચન સાંભળીને શ્યામ મુખવાળા તે સંઘપતિએ મંત્રીને કહ્યું કે—"તમે જ ઇંદ્રમાળ પહેરો." આ વખતે જમણી બાજુએ રહેલો સર્વ લોક દિવસે કમળના સમૂહની જેમ

ઉલ્લાસ પામ્યો, અને તે જ કમળનો સમૂહ રાત્રે જેમ સંકોચ પામે છે તેમ ડાબી બાજુનો સર્વ લોક સંકોચને ( ગ્લાનિને ) પામ્યો. પછી છપ્પન દિક્કુમારીઓની સુવર્ણમય ઘડીની સદશ જેનો તેજનો સમૂહ શોભતો હતો, એવા તે મંત્રીએ છપ્પન ઘડીવડે ઇંદ્રમાળ ધારણ કરી (પહેરી). પછી શ્રેષ્ઠ વાજિત્રના શબ્દ પૂર્વક મોટા ઉત્સવવડે સંસારથી રક્ષણ કરનાર એવી આરતી ઉતારી સર્વ લોકોને ઉચિત દાન આપી લાખો માણસો સહિત તે મંત્રીશ્વર પોતાને સ્થાને ( ઉતારે ) આવ્યો.

આ પ્રમાણે તે પૃથ્વીધર મંત્રી તે તીર્થ પોતાનું કરી તે ગિરિરાજપરથી નીચે ઉતર્યો. કેમકે છતી શક્તિએ ( શક્તિ હોય તો ) બીજાએ ગ્રહણ કરેલા તીર્થની ઉપેક્ષા કરવી ઉચિત નથી. આ બાબત ઉપર **સિદ્ધિસેનનું** દષ્ટાંત છે. તેમણે સ્તુતિવડે કરીને મહાદેવના લિંગનું વિદારણ કર્યું હતું, તથા **બપ્પભટ્ટિએ** બાળકના મુખકમળવડે અંબા દેવીને કહ્યું હતું.

" હું દેવનું દ્રવ્ય આપ્યા પછીજ ભોજન કરીશ. " એવો મંત્રીએ અભિગ્રહ કર્યો, તેથી તે દિવસે તેને ઉપવાસ થયો, ધર્મકાર્યના આરંભમાં, વ્યાધિના વિનાશમાં અને વૈભવની પ્રાપ્તિમાં જો વિલંબ કરવામાં આવે તો તે શુભકારક નથી, તેમ દેવદ્રવ્ય આપવામાં પણ વિલંબ કરવો શુભકારક નથી. કહ્યું છે કે—

" आयाणं जो भंजइ, पडिवन्नधणं न देइ देवस्स ।
नस्संतं समुविक्खइ, सो विहु परिभमइ संसारे ॥ ३ ॥ "

" દેવદ્રવ્યની આવકને જે ભાગે, અંગીકાર કરેલું દેવદ્રવ્ય આપે નહીં, અને દેવદ્રવ્યનો નાશ થતો હોય તેની જે ઉપેક્ષા કરે, તે પણ સંસારમાં ભમે છે."

" विक्किज्जइ तणयाइं, किज्जइ दासत्तणं परिगिहे वा ।
एवं पि हु अप्पिज्जा, जिणदव्वं अप्पहिअहेउं ॥ ४ ॥ "

" પુત્રાદિકને વેચવા, અથવા પરને ઘેર દાસપણું કરવું, એમ કરીને પણ પોતાના આત્માના હિતને માટે જ દેવદ્રવ્ય આપી દેવું. "

" चेइअदव्वविणासे, इसिघाए पवयणस्स उड्डाहे ।
संजइचउत्थभंगे, मूलग्गी बोहिलाभस्स ॥ ५ ॥ "

" ચૈત્યના દ્રવ્યનો વિનાશ કરવો, સાધુનો ઘાત કરવો, શાસનની નિંદા કરવી, અને સાધ્વીના બ્રહ્મચર્યનો ભંગ કરવો. આ સર્વે બોધિલાભના મૂળને બાળી નાંખવામાં અગ્નિ સમાન છે."

चेइयदव्वं साहारणं च, जो दुहइ मोहिअमईओ ।
धम्मं सो न विआणइ, अहवा बद्धाउओ नरए ॥ ६ ॥ "

" મૂઢ મતિવાળો જે પુરૂષ ચૈત્યના દ્રવ્યનો અને સાધારણ દ્રવ્યનો વિનાશ કરે છે, તે ધર્મને જાણતો જ નથી. અથવા તેણે પ્રથમ નરકનું આયુષ્ય બાંધ્યું છે એમ જાણવું."

બીજે દિવસે ઘણા લોકોએ આગ્રહ કર્યા છતાં પણ મંત્રીશ્વરે ભોજન કર્યું નહીં. તેથી તે દિવસે મહાધર વિગેરે ઘણા લોકો ભોજન વિના જ રહ્યા. જેમ ઉન્નત મેઘની રાહ જોવાય તેમ ભોજન કર્યા વિના જ તે લોકો સુવર્ણના માર્ગની રાહ જોતા રહ્યા. છેવટ બે ઘડી દિવસ બાકી રહ્યો, તેવામાં તે સુવર્ણની ઉંટડીઓ આવી. તે જોઇ તત્કાળ હર્ષરૂપી મેરૂપર્વતે ક્ષોભ પમાડેલો અગાધ સંઘરૂપી સમુદ્ર મોટા ધ્વનિને કરવા લાગ્યો. પછી મંત્રીએ તે જ વખતે તોળીને દેવનું સુવર્ણ આપી દીધું, અને ધર્મક્રિયામાં તત્પર ( નિપુણ ) એવા તે મંત્રીએ તે વખતે ચતુર્વિધ આહારનું પચ્ચખ્ખાણ કર્યું. કહ્યું છે કે—

" દિવસના આરંભમાં અને છેડે રાત્રિભોજનના દોષને જાણનાર જે માણસ બબ્બે ઘડીનો ત્યાગ કરીને ભોજન કરે છે, તે માણસ પુણ્યનું ભાજન છે—પુણ્યશાળી થાય છે."

પછી પ્રાતઃકાળે જેણે આગલે દિવસે ઉપવાસ કર્યો હતો, તે સર્વના ભોજન અને ભક્તિ પૂર્વક પોતે છઠનું પારણું કર્યું, તથા તે દિવસે મોટું સંઘવાત્સલ્ય કર્યું. બધી સુવર્ણની ઘડીઓ આપીને તથા તે ઉપરાંત અગ્યાર લાખ રૂપીયાનો વ્યય કરીને તે મંત્રી પોતાને ઘેર ગયો.

એકદા પ્રાતઃકાળે ઉઠી પ્રભાતની ક્રિયા કરી, શેઠીયાને લાયક અલંકારો પહેરી, નેત્રને પ્રિય લાગે તેવો વેષ ધારણ કરી તે પેથડ મંત્રી શ્રેષ્ઠ અશ્વપર આરૂઢ થઇ સુશોભિત શ્રીકરીને મસ્તકપર ધારણ કરી પરિવાર સહિત ગુરૂ મહારાજને વંદના કરવા ગયો. કહ્યું છે કે—

" प्रातः प्रोत्थाय वीक्ष्यो जिनमुखमुकुरः सद्गुरोः पन्नखत्विद्–
कङ्कत्या मार्ज्यमाज्ञासुमणिपरिचितं चोत्तमाङ्गं विधेयम् ।
सत्योक्त्या वक्त्रपूतिर्गुरुमधुरगिरा गन्धधूल्या सुगन्धी,
कर्णौ गात्रं परीतं गुणिनतिवसनैर्बोधनी चाग्र्यपाठैः ॥८॥ "

" प्रातःकाळे उठीने प्रथम जिनेश्वरना मुखरूपी दर्पण जोवुं, पछी सद्गुरुना पगना नखनी कांतिरूपी कांसकीवडे मस्तकने ओळीने ते गुरुनी आज्ञारूपी श्रेष्ठ मणिवडे तेने शणगारवुं, सत्य वाणी बोलवावडे मुखने पवित्र करवुं, गुरुनी मधुर वाणीरूपी कस्तूरीवडे बन्ने कानने सुगंधि करवा, गुणवान जनोने नमस्कार करवारूप वस्त्रवडे शरीरने शणगारवुं, अने उत्तम शास्त्रना पाठ ( अभ्यास )वडे सारुं ज्ञान मेळववुं.

चैत्यमां अरिहंत देवने नमीने मंत्रीश्वर गुरुने नमवा माटे धर्मशाळानी समीपे गयो, तेटलामां तेणे दूरथी सिद्धांतना पाठनो अद्वैत शब्द प्रथम ज सांभळी तर्क कर्यो के–" शुं आ सिद्धांतरूपी समुद्रना मथननो शब्द छे ? के गुरुरूपी मेघना गर्जारवनो शब्द छे ? के पापरूपी धान्यने पीसनार घंटीनो शब्द छे ? " आ प्रमाणे विचार करतो ते मंत्री धर्मशाळामां गयो. त्यां गुरुने वांदी योग्य स्थाने बेठो. ते वखते वाचना लेता एक साधुने जोइ तेणे गुरुने पूछयुं के– " वारंवार गौतमना नामवाळुं कयुं शास्त्र आ साधु वांचे छे ? " गुरुए कह्युं के–" हे भद्र ! आ सर्व आगममां उत्तम पांचमुं अंग ( भगवती ) छे. तेमां गौतम स्वामीए जाणता छतां पण अन्य प्राणीओना उपकारने माटे प्रश्न कर्या छे, अने श्रीवीर भगवाने पोताना ज मुखथी गौतमने संबोधीने ते दरेक प्रश्नना जवाब आप्या छे. तेमां श्री गौतम स्वामीए छत्रीश हजार मोटा प्रश्नो कर्या छे, तेथी तेटली वखत एटले छत्रीश हजार वखत गौतमनुं नाम आवे छे. कह्युं छे के—

" या षट्त्रिंशत्सहस्रान् प्रतिविधिसजुषां बिभ्रति प्रश्नवाचां,
चत्वारिंशच्छतेषु प्रथयति परितः श्रेणिमुद्देशकानाम् ।
रङ्गद्भङ्गोत्तरङ्गा नयगमगहना दुर्विगाह्या विवाह–
प्रज्ञप्तिः पञ्चमाङ्गं जयति भगवती सा विचित्रार्थकोशः ॥९॥ "

" જે વિવાહપ્રજ્ઞપ્તિ ઉત્તર સહિત છત્રીશ હજાર પ્રશ્નોને ધારણ કરે છે, જે [1]ચાળીશ શતકને વિષે ઉદ્દેશાઓની શ્રેણિને ચોતરફથી વિસ્તારે છે, જેમાં દેદીપ્યમાન ભાંગાઓરૂપી મોટા તરંગો છે, જે સાત નય અને ગમા ( સૂત્રના અલાવા )એ કરીને ગહન છે, તથા જેમાં પ્રવેશ કરવો અશક્ય છે તે વિવાહપ્રજ્ઞપ્તિ નામનું પાંચમું અંગ જય પામે છે, તેનું બીજું નામ ભગવતી છે, વળી તે વિચિત્ર અર્થનો કોશ-ખજાનો છે."

તેવા પ્રકારની બુદ્ધિના બળથી રહિત એવો જે મુનિ તે ભગવતીને ભણવા માટે શક્તિમાન ન હોય, તે વિધિપૂર્વક યોગવહન કરી અંગની વાચના લે છે. "જે પુરૂષ તે તે અંગના તપવડે, ભણાવવાવડે, ભણવાવડે, સાંભળવાવડે, વાંચવાવડે અને પુસ્તક લખાવવાવડે અંગ વિગેરે આગમની ભક્તિ કરે છે, તે સર્વજ્ઞપણું પ્રાપ્ત કરે છે." આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી મંત્રીએ કહ્યું કે-" મેઘ ઘટાની જેવી શ્રીવીર ભગવાનની વાણી સાંભળવાથી અત્યંત પ્રીતિવાળો થયેલો મારો ચિત્તરૂપી મયૂર નૃત્ય કરે છે, તેથી હે પૂજ્ય! આપ તે મુનિને આજ્ઞા આપો, કે જેથી તે પ્રથમથી વાંચે, કેમકે તે પાંચમું અંગ હું સાંભળવા ઈચ્છું છું." તે સાંભળી ગુરૂએ એક મુનિને આજ્ઞા આપી, તેથી તે પ્રથમથી પાંચમા અંગને વાંચવા લાગ્યા, તેમાં જે જે ઠેકાણે ગૌતમનું નામ આવતું તે તે વખતે એક એક સોનામહોર મૂકીને તે મંત્રી સાંભળવા લાગ્યો. તે વખતે સ્પષ્ટ અક્ષરોની શ્રેણીરૂપી હળના માર્ગના ( લીસોટાના ) સમૂહરૂપ જ્ઞાન નામના ત્રીજા ક્ષેત્રને વિષે મંત્રીરૂપી મેઘે સોનામહોરોની વૃષ્ટિ કરી પાંચ દિવસમાં છત્રીશ હજાર સોનામહોરોવડે જ્ઞાનની પૂજા કરીને તેણે સત્પુરૂષોના ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન કર્યો. અખૂટ ધનના સ્વામી તે મંત્રીએ ભૃગુકચ્છ (ભરૂચ) વિગેરે નગરોમાં સાત મોટા જ્ઞાનભંડાર ભરી દીધા. તે સર્વ પુસ્તકોને માટે પટ્ટસૂત્ર, રેશમી દોરાનું વેષ્ટન અને સુવર્ણની પાટલીઓ કરાવી તે મંત્રીએ પોતાનું ધન કૃતાર્થ કર્યું.

પેથડ મંત્રીએ શ્રીગુરૂની પાસે ત્રિકાળ જિનેશ્વરની પૂજા કરવાનો નિયમ અંગીકાર કર્યો હતો, તે નિયમને કૃપાના સ્થાનરૂપ તે મંત્રી વ્યાપારમાં વ્યગ્રતા છતાં પણ બરાબર પાળતો હતો. સંપત્તિઓ

---

૧ શ્રી ભગવતીસૂત્રના ૪૧ શતક છે, અહિં ગ્રંથકાર મહારાજ ચાલીશ જણાવે છે.

જિનેશ્વરની ભક્તિથી જ પ્રાપ્ત થાય છે, તે સંપત્તિને પ્રથમ પ્રાપ્ત કરીને પછી જેઓ તે જિનેશ્વરની ભક્તિ ન કરે, તેઓ અવશ્ય સ્વામીદ્રોહી છે એમ જાણવું.

એકદા સૂર્યની જેવી શોભાવાળા તે મંત્રીએ મધ્યાન્હ સમયે કર્મને છેદવામાં દેદીપ્યમાન ચક્ર સમાન શ્રી જિનેશ્વરની આ પ્રમાણે પૂજા કરવા માંડી—એક પહેરવાનું અને બીજું ઉત્તરાસણનું એમ બે રેશમી વસ્ત્ર ધારણ કરી, મુખકમળને વિષે કોશ બાંધી, હાથમાં અલંકાર પહેરી તે મંત્રીએ વિધિ પૂર્વક સ્નાત્રાદિક પૂજા કરી. પછી પોતાની પાછળ સ્નાન કરી પવિત્ર વસ્ત્ર પહેરી બેઠેલા માણસે અનુક્રમે તેના હાથમાં પુષ્પો આપવા માંડ્યા, તે પુષ્પોવડે તે ભગવાનની અદ્ભુત આંગી રચવા લાગ્યો.

આ અવસરે **સારંગદેવ** રાજાનું સૈન્ય અવન્તી દેશની સીમાએ આવીને રહ્યું છે, તે વાત સાંભળી રાજાને તેની સાથે સંધિ કરવાની ઇચ્છા થઈ. કહ્યું છે કે—

"સંધિ, વિગ્રહ ( યુદ્ધ ), યાન ( પ્રયાણ ). આસન ( બેસી રહેવું ), દ્વૈધ ( ભેદ કરવો ) અને આશ્રય ( કિલ્લામાં છુપાઇ રહેવું ) આ ૭, રાજાના રાજ્યરૂપી કેળના વનને રક્ષણ કરનારા પહેરેગીર છે."

પછી રાજાએ સંધિ, વિગ્રહ વિગેરેમાં નિપુણ એવા દૂતને શીઘ્રપણે મોકલવાની ઇચ્છાથી જોશીને પૂછયું, ત્યારે તેણે વિજય નામનું મુહૂર્ત શ્રેષ્ઠ જણાવ્યું. કહ્યું છે કે—

"દિવસના પહેલા બે પહોરમા એક ઘડી ઓછી હોય તે અને પાછળના બે પહોરની એક (પહેલી) ઘડી અધિક આ બે ઘડી (મધ્યાન્હકાળની) વિજય નામનો યોગ [ મુહૂર્ત ] કહેવાય છે. તે સર્વ કાર્યને સાધનાર છે."

તે વિજય મુહૂર્તમાં દૂતને મોકલવાની ઇચ્છાવાળા રાજાએ વિચાર કરવા માટે પૃથ્વીધર મંત્રીને બોલાવ્યો. તેને બોલાવવા માટે રાજાનો એક સેવક તેને ઘેર ગયો, તેને મંત્રીની પત્ની પ્રથમિણીએ કહ્યું કે—"અત્યારે મંત્રીને પૂજાનો સમય વર્તે છે, તેથી હમણાં આવી શકશે નહીં." તે સાંભળી તે પુરૂષ પાછો ગયો. ત્યારે રાજાએ ફરીથી બીજા પુરૂષને મોકલ્યો. તેણે પણ જઇ મંત્રીના દ્વારમાં ઉભા રહી રાજાએ કહેલું કાર્ય દાસીદ્વારા મંત્રીને કહેવરાવ્યું. તેનું વચન

સાંભળીને પ્રથમિણીએ અમૃત જેવા મધુર વચનથી તે પુરૂષને કહ્યું કે—" હે ભાઈ! હજુ મંત્રીને દેવપૂજામાં બે ઘડી લાગશે, " તે સાંભળી તેણે પણ જઈને રાજાને મંત્રીની પ્રિયાએ કહેલો જવાબ આપ્યો. પરંતુ આજ્ઞાનો ભંગ કર્યા છતાં પણ પ્રધાન ઉપર રાજાએ કોપ કર્યો નહીં. પછી મુહૂર્ત નજીકમાં જ આવ્યું છે એમ ધારી ઉત્સુક થયેલો રાજા પોતે જ મંત્રીને ઘેર આવ્યો, અને સાથેના પરિવારને બહાર મૂકી પોતે એકલો જ ઘરમાં પેઠો. " હું અહીં આવ્યો છું એ ખબર મંત્રીને કોઈએ જણાવવા નહીં. " એમ કહી રાજા આગળ ચાલતા એક માણસે દેખાડેલા માર્ગે આગળ ગયો. ત્યાં રાજાએ દેવાલય જોયું. તે નિરંતર જાતિવંત દશાંગાદિક ધૂપ ઉવેખવાથી સુગંધમય હતું, જળની શંકા થાય તેવી નીલમ મણિની બાંધેલી[1] કુટ્ટિમવડે તે શોભતું હતું, તેની ભીંતો વિચિત્ર પ્રકારનાં જિનેશ્વરનાં ચરિત્રાદિકનાં ચિત્રો ચિત્રેલાં હોવાથી અત્યંત શોભતી હતી, ઉપરના ભાગમાં મનોહર ચંદરવા બાંધેલા હતા અને તેમાં મોતીની માળાઓ લટકાવેલી હતી, તે દેવાલય જાણે ભવનપતિના ઇંદ્રનું ભવન હોય, કે કલ્પવાસી દેવેંદ્રનું વિમાન હોય, કે મોક્ષલક્ષ્મીને ક્રીડા કરવાની હવેલી હોય એમ શોભતું હતું. તેમાં શ્રીપાર્શ્વનાથનું અદ્ભુત બિંબ હતું. તે મહા નીલરત્નમય હતું, શિવલિંગ ફાટીને તેમાંથી પ્રગટ થયેલું હતું, સિંહાસનપર સ્થાપન કરેલું હતું, દેદીપ્યમાન ફણાનાં રત્નોના કિરણોવડે ચળકતું હતું, અને તેની બન્ને બાજુએ અલંકારોવડે સુશોભિત એવી બે કન્યાઓ ઉજ્વળ ચામરોને વીંઝતી હતી. આવા પાર્શ્વનાથ પ્રભુની પૂજા કરતા મંત્રીને રાજાએ જોયો. તે વખતે રાજા ગુપ્ત રીતે પુષ્પ આપનાર મનુષ્યને ઉઠાડી તેને સ્થાને પોતે બેઠો, અને ક્રમ ( રીત ) ને નહીં જાણનાર હોવાથી જેમ તેમ આડા અવળા પુષ્પો આપવા લાગ્યો. વારંવાર ક્રમ વિના પુષ્પો આપવાથી પોતે હાથે જ ક્રમસર પુષ્પો લેવાની ઇચ્છાથી મંત્રીએ પોતાનું મુખ પાછળ ફેરવ્યું, તેટલામાં તો ત્યાં રાજાને બેઠેલા જોયા. તરત જ મંત્રી ઉભો થવા લાગ્યો, તેને રાજાએ આગ્રહથી બેસાડ્યો, અને તેની દેવભક્તિથી

૧ ભૂમિતળ.

હૃદયમાં હૃષ્ટતુષ્ટ થઈ શ્રેષ્ઠ બુદ્ધિવાળો તે બોલ્યો કે—" હે મંત્રી! તને ધન્ય છે, તારો જન્મ, જીવિત અને ધન વખાણવા લાયક છે, કેમકે દેવના ઉપર તારો ભક્તિનો વિસ્તાર આવો હદ વિનાનો છે. શરીરને વિષે ચૈતન્ય, ભોજનને વિષે ઘી, રાજાના શાસનને વિષે શ્રીકાર, અથાણામાં લીંબુનો રસ અને ધર્મને વિષે વાસના (ભાવના) આ સર્વ સારભૂત-શ્રેષ્ઠ છે. મન, વચન, કાયા, વસ્ત્ર, પૃથ્વી, પૂજાની સામગ્રી અને [1]સ્થિતિ, આ સાતે પ્રકારની શુદ્ધિપૂર્વક દેવપૂજા કરનાર તારા જેવો બીજો કોણ છે? મેં ક્રડો કાર્યો છતાં પણ અને મેં બોલાવ્યા છતાં પણ હે મંત્રી! તારે કદાપિ દેવપૂજાને સમયે આવવું નહીં તું સુખેથી એકાગ્ર મનવડે પૂજા કર. હું ત્યાંસુધી ડેલીમાં બેઠો છું." એમ કહી રાજા ત્યાંથી ઉઠી ડેલીમાં જઇ મંત્રીના સેવકે આપેલા ઉચિત આસનપર બેઠો.

ત્યારપછી મંત્રી પણ વિધિપૂર્વક પૂજા, સ્તુતિ, કાયોત્સર્ગ વિગેરે સર્વ સંપૂર્ણ કરી રાજા પાસે આવી તેને નમન કરી ઉચિત આસનપર બેઠો. તે વખતે જોશીએ કહેલું વિજય મુહૂર્ત્ત વ્યતીત થયું હતું (જતું રહ્યું હતું), તો પણ રાજાએ તેનાપર કોપ કર્યો નહીં. અહો! પુણ્યનો વિલાસ આશ્ચર્યકારક છે. કહ્યું છે કે—

" पत्नी प्रेमवती सुतः सुविनयो भ्राता गुणालङ्कृतः,
स्निग्धो बन्धुजनः सखाऽतिचतुरो नित्यं प्रसन्नः प्रभुः ।
निर्लोभोऽनुचरः स्वबन्धुसुकृतप्रायोपभोग्यं धनं,
पुण्यानामुदयेन संततमिदं कस्यापि संपद्यते ॥ १२ ॥ "

" પ્રેમવાળી પત્ની, સારા વિનયવાળો પુત્ર, ગુણોવડે અલંકૃત ભાઇ, સ્નેહવાળા બંધુજનો, અતિ ચતુર મિત્ર, નિત્ય પ્રસન્ન થયેલો સ્વામી, લોભ રહિત નોકર, અને પોતાના બંધુ તથા પુણ્ય માર્ગે જ પ્રાયે વપરાતું ધન, આ સર્વ વસ્તુ પુણ્યના ઉદયથી કોઇક પુરૂષને જ નિરંતર પ્રાપ્ત થાય છે."

ત્યારપછી રાજા અને મંત્રી એ બન્નેએ વિચાર કરીને સંધિ, વિગ્રહ વિગેરે સાધવામાં નિપુણ બુદ્ધિવાળા દૂતને બીજા નવીન મુહૂ-

૧ પૂર્વ કે ઉત્તર તરફ મુખ રાખીને રહેવું તે

ર્ત્તમાં મોકલ્યો. તેણે પણ તે સૈન્યની સાથે સંધિ કરી તેને ચલાવી દીધું-પાછું વાળ્યું.

તે પેથડ મંત્રી બે ગાઉ દૂર ગુરૂનો યોગ હોય તો ત્યાં જઇને તેમની સમક્ષ દેવસી પ્રતિક્રમણ કરતો હતો, અને પાક્ષિક પ્રતિક્રમણ માટે ચાર ગાઉ દૂર ગુરૂ હોય તો ત્યાં જઇને પણ ગુરૂની સમક્ષજ પ્રતિક્રમણ કરતો હતો, કેમકે ઘરને વિષે પ્રતિક્રમણ કરવાથી મનમાં ઘરના વ્યાપારનો વિચાર થવા સંભવ છે, સ્થાપનાચાર્યની પ્રત્યુપેક્ષાદિકનો નિયમ રહેતો નથી, તથા રાગદ્વેષના ઉદયનો સંભવ રહે છે, તેથી કરીને સાધુની સમીપે આવશ્યક ( પ્રતિક્રમણ ) કરવું શ્રેષ્ઠ છે. જેમ સંસ્કાર કર્યા વિનાની ભીંત ઉપર ચિત્રામણ સારૂં થઇ શકતું નથી, તેમ મન રાગદ્વેષ વિનાનું ન થાય ત્યાંસુધી પ્રથમ સામાયિક જ સ્થાપી શકાતું નથી, તો પછી પ્રતિક્રમણ તો શી રીતે થઇ શકે ? અને જો સમભાવમાં મન રમણ કરતું હોય તો અછતા પણ સમતાદિક સાધુના ગુણો મનમાં પ્રતિબિંબિત થાય છે, તે ઉપર શુદ્ધ કરેલી ભીંતનું દૃષ્ટાંત છે, તે આ પ્રમાણે.—

કોઇ નગરમાં કોઇ રાજાએ ચિતારાઓને બોલાવી તેમને પોતાની સભા ચિતરવા આપી, તેમાં એક તરફની ભીંતનો વિભાગ ઘણા ચિતારાઓએ ચિતરવા માટે ગ્રહણ કર્યો, અને તેની સામેની ભીંતનો ભાગ માત્ર એક જ ચિતારાએ ગ્રહણ કર્યો. પછી તે બન્નેની વચ્ચે જવનિકા ( પડદો ) રાખવામાં આવી. જ્યારે તે ઘણા ચિતારાઓએ તે પોતાની આખી ભીંત સુશોભિત ચિત્રથી ભૂષિત કરી, ત્યારે પેલા એક ચિતારાએ પોતાની ભીંત માત્ર ઘઠારી મઠારીને અત્યંત ઉજ્વળ અરિસા જેવી કરી. પછી વચ્ચે રાખેલી જવનિકા જ્યારે દૂર કરવામાં આવી, ત્યારે તે ભીંતના સર્વ ચિત્રો સામેની શુદ્ધ કરેલી ભીંતમાં પ્રતિબિંબરૂપે દેખાવા લાગ્યા. તેથી રાજા ઘણું આશ્ચર્ય પામ્યો. આવી બુદ્ધિથી તે ચિતારો રાજા પાસેથી ઘણું ધન પામ્યો. તે જ પ્રમાણે સમતાવાળા હૃદયને વિષે ગુણોનું પ્રતિબિંબ પડવાથી પણ ઉત્તમ સ્થાન (મોક્ષ) પ્રાપ્ત થાય છે. એક વર્ષની અંદર નિયમે કરીને ત્રણવાર ગુરૂની પાસે પ્રશ્ન પૂછીને નવકાર મંત્ર વિગેરે સૂત્રોના અર્થને પ્રગટ-

પણ જાણતો હતો. તથા સૂત્ર, અક્ષર અને પદાર્થનું ચિંતવન કરવામાં એકાગ્ર મનવાળો થઇને જ પ્રતિક્રમણ કરતો હતો. કહ્યું છે કેઃ—

" પ્રતિલેખન કરતી વખતે, માત્રા કરતી વખતે, ઠલ્લો કરતી વખતે પ્રતિક્રમણ કરતી વખતે, અને માર્ગમાં ચાલતી વખતે મુનિએ મૌન કરવું જોઇએ.

તે પેથડ મંત્રી અશ્વપર આરૂઢ થઈ લાખો મનુષ્યોના પરિવાર સહિત માર્ગમાં જતો હોય તે વખતે તે જો કોઇ નવા સાધર્મિકને જુએ તો તરતજ અશ્વપરથી ઉતરી તે સાધર્મિકને નમસ્કાર કરતો હતો. કહ્યું છે કે—

" ઘરને આંગણે સાધર્મિક પ્રાપ્ત થાય ત્યારે તેને જોઇને જેને સ્નેહ ઉત્પન્ન ન થાય તો તેના સમકિતમા જ સંદેહ છે. એમ જિનશાસનમાં કહ્યું છે. "

જો ઐશ્વર્ય પ્રાપ્ત થયા છતાં પણ તે વિનય સહિત હોય તો તે દક્ષિણાવર્ત શંખમાં ગંગાજળ ભર્યા જેવું છે, કલ્પવૃક્ષ મંજરી સહિત થયા જેવું છે, પૂર્ણિમાનો ચંદ્ર કલંક વિનાનો થયા જેવું છે, સૌભાગ્યવતી સ્ત્રીના મસ્તકપર મુગટ બાંધ્યા જેવું છે, અને સુવર્ણ સુગંધથી યુક્ત થયા જેવું છે એમ જાણવું. આ પ્રમાણે તેના અનેક પુણ્યકાર્યોની કોટિની રચના સાંભળવાથી તુષ્ટમાન થયેલા ઇંદ્રે કેટલેક કાળે પોતાના અર્ધાસન ઉપર બેસાડવા માટે તે મંત્રીશ્વરને બોલાવ્યો ત્યારે તે સુવર્ણનાખોળા ચડાવેલા જ્યોતિર્મંડન નામના ચૈત્યના મંડપ રૂપી વિમાનમાં આરૂઢ થઇને પહેલા દેવલોકમાં ગયો.

**પેથડ મંત્રીની તીર્થયાત્રા, પુસ્તક લેખન, પૂજા અને પ્રતિક્રમણ વિગેરેના કથન નામનો સાતમો તરંગ પૂર્ણ થયો.**



# अथ अष्टम तरंग.

—❀(▭)❀—



પેથડ મંત્રી સ્વર્ગે ગયા પછી શુક્રાચાર્યની શ્રેષ્ઠ બુદ્ધિનો પણ નાશ કરનારો અને ચંદ્ર જેવી ઉજ્વળ કીર્તિવાળો તેનો પુત્ર ઝાંઝણ રાજ્યવ્યાપાર કરવા લાગ્યો (મંત્રીની જગ્યાએ નીમાયો.)

તેણે એકદા ગુરૂ પાસે ધર્મ દેશનામાં સાંભળ્યું કે–" તીર્થની યાત્રા કરવાથી આરંભ સમારંભની નિવૃત્તિ થાય છે, ધનની સફળતા થાય છે, સંઘની ભક્તિ થાય છે, સમકિતની અતિ નિર્મળતા થાય છે, સ્નેહી જનનું હિત થાય છે, જીર્ણ ચૈત્યોનો ઉધ્ધાર વિગેરે થાય છે, તીર્થની પ્રભાવના થાય છે, જિનેશ્વરે કહેલા વચનનું પાલન થાય છે, તીર્થંકર નામ કર્મનો બંધ થાય છે, સિદ્ધિની સમીપે અવાય છે, અને દેવ તથા મનુષ્ય ભવની પ્રાપ્તિ થાય છે આ સર્વ તીર્થ-યાત્રાનાં ફળ છે. પ્રથમ તો મેરૂ પર્વત સૌથી મોટો છે, તેનાથી પૃથ્વી મોટી છે, તેનાથી મેઘ મોટો છે, તેનાથી સમુદ્ર મોટો છે, તેનાથી અગસ્ત્ય મોટો છે, તેનાથી આકાશ મોટું છે, તેનાથી ગ્રહો મોટા છે, તેનાથી જિનેશ્વર મોટા છે, આ સર્વે એક બીજાથી અનુક્રમે મોટા છે. આ સર્વથી મોટો જિનેશ્વરે પણ પૂજેલો સંઘ છે. તે સંઘનું પણ અધિપતિપણારૂપ અને સર્વ સ્થાનોમાં ઉત્તમ સ્થાનરૂપ માતા અને ગુરૂની આશીષનું ફળ અગણ્ય પુણ્યથી પ્રાપ્ત થાય છે."

ઇત્યાદિક ગુરૂની વાણી સાંભળી ઝાંઝણ મંત્રીના મનમાં તીર્થયાત્રાનો ભાવ ઉત્પન્ન થયો, તેથી તેણે ઘણા દેશોમાં કંકોત્રીઓ મોકલીને

સકળ સંઘને બોલાવ્યો, અને પ્રથમથીજ અશ્વો, રથ, ગાડાં, પોઠો વિગેરે સર્વ સામગ્રી તૈયાર કરી. તે વખતે અઢીલાખ મનુષ્યો યાત્રાને માટે એકઠા મળ્યા. પછી સંવત ૧૩૪૦ ના માઘ શુદી ૫ ને દિવસે સારા મુહૂર્તે ઉત્તમ શુકન વડે સંઘે પ્રયાણ કર્યું. તે પ્રયાણને સમયે વાજિંત્રના શબ્દો વડે, નાટકડીના શબ્દો વડે, ચારણ ભાટોના ષટ્પદી છંદોવડે, સ્ત્રીસમૂહના ધવલ ગીત વડે, ગવૈયાઓના સંગીતના શબ્દો વડે, અશ્વોના હેષિતરવવડે, વૃષભોના સમૂહની ડોકે બાંધેલી શબ્દ કરતી ઘંટડીઓના ઘોષવડે, અને રથના ચીત્કાર શબ્દો વડે આખું વિશ્વ એક શબ્દમય થઇ ગયું. તે સંઘમાં બાર જિન મંદિરો હતાં, તેમને ઉંચી ધ્વજાઓ બાંધેલી હતી, મનોહર ચામરો વીંઝાતા હતા, અને તેમને સુવર્ણનાં તોરણો હતાં, દરેક જિનચૈત્યને વિષે નિરંતર નૃત્ય કરનાર એક એક નર્તકીનું ૧પેટક મૃદંગાદિક સામગ્રી સહિત રાખવામાં આવ્યું હતું. તે સંઘમાં બાર હજાર ગાડાંઓ હતાં, તે ગાડાંઓ ચામડાનાં વસ્ત્રોથી ઢાંકેલાં હતાં. તેમાં ધનની વૃષ્ટિ કરવામાં મેઘ સમાન બાર સંઘપતિઓ હતા. તેમાં કંઠ અને શીંગડાઓને અનેક આભૂષણોથી શણગારેલા, અતિ વેગવાળા અને અતિ પુષ્ટ શરીરવાળા પચાસ હજાર પોઠીયા હતા, ઘણા પરિવાર સહિત શ્રી ધર્મઘોષ નામના ઉત્તમ ગુરૂ વસ્ત્રની પૌષધશાળામાં રહેતા હતા, તથા બીજા પણ વીશ આચાર્યો પરિવાર સહિત હતા, તે સંઘની સાથે સુખાસનો, સૈન્ય, શ્રીકરીઓ, પાણીના વેણાંઓ, રસોઇયાઓ અને સુથારો વિગેરે સર્વ સામગ્રી હતી, વસ્ત્રનાં ઘર ( તંબુઓ ) તથા મોટા શસ્ત્રાદિક ભારને ઉપાડવા માટે સર્વ મળીને બારસો ખચ્ચર અને ઉંટો હતા, જાણે કે મોહરાજાને જીતનારૂં સૈન્ય હોય સિદ્ધિપુરી તરફ જનારો સાર્થ હોય, અને મંત્રીશ્વરના ઉદાર પુણ્ય રૂપી લક્ષ્મીના વિવાહની જાન હોય, એવો તે સંઘ ઘણાં ભોજન, શાક, ઘી, દૂધ, દહીં, પાણી, ઘાસ અને ઇંધણા વિગેરે સામગ્રીવડે સુખકારક પ્રયાણ અને વિશ્રાંતિ ( પડાવ ) વડે ચાલતો હતો.

તે સંઘની રક્ષા કરવા માટે મંત્રીની સાથે રાજાએ સેલ્લ નામના શસ્ત્રને ધારણ કરનાર મહા પરાક્રમી સિંઘન નામના સેનાપતિને

મોકલ્યો હતો, તેના બે હજાર સ્વારો અને બીજા એક હજાર પત્તિઓ આખી રાત્રિ તંબુઓના કિલ્લાની ફરતા ભમતા હતા. મંત્રીશ્વર સર્વ જનો જમી રહ્યા પછી જમતો હતો, સર્વ જનો સુતા પછી સુતો હતો, અને પ્રાતઃકાળે સર્વથી પહેલાં જાગતો હતો. ચાલતી વખતે માર્ગમાં સર્વ સંઘની પાછળ સિંઘન [1]સન્નદ્ધબદ્ધ થઈને એક હજાર સ્વારો સહિત ચાલતો હતો, અને બે પડખે પાંચસો પાંચસો સ્વારો સંઘનું રક્ષણ કરતા હતા, તથા સંઘની આગળ શબ્દ કરતી ઘુઘરીઓ સહિત પલાણેલા ઉત્તમ અશ્વપર આરૂઢ થયેલો અને તેથી કરીને ઉચ્ચૈઃ શ્રવસ નામના અશ્વપર આરૂઢ થયેલા ઇંદ્રની શોભાને ધારણ કરતો બળવાન મંત્રીશ્વર બખતર પહેરી આયુધ ( શસ્ત્રને ) ધારણ કરી એક હજાર અશ્વો અને પત્તિના સમૂહ સહિત માર્ગમાં વાજિત્રોના મોટા શબ્દ પૂર્વક ચાલતો હતો. આવી રીતે ચાલતા સંઘની ઉડેલી રજવડે ઇંદ્રાદિક દેવો પાપને નાશ કરનારૂં સ્નાન કરતા હતા,

અનુક્રમે ચાલતો તે સંઘ **બાલપુર** નામના નગરમાં આવ્યો. ત્યાં મંત્રીશ્વરનો મામો **નરપતિ** નામનો શ્રેષ્ઠી રહેતો હતો, તેણે સંઘનો મોટો પ્રવેશ ઉત્સવ કર્યો. ત્યાં ચોવીશ તીર્થંકરોના બિંબોની સ્થાપના કરી તે મંત્રીશ્વર સંઘ સહિત પૃથ્વીરૂપી સ્ત્રીના નેત્ર સમાન **ચિત્રકૂટ** ( ચિતોડગઢ ) માં આવ્યો. ત્યાં સમગ્ર સંઘે ચૈત્યપરિપાટી વિગેરે સવિસ્તર કરી ત્યાં રહેલા વિચિત્ર પ્રકારના આશ્ચર્યોને કૌતુક પૂર્વક જોયાં. ત્યારપછી સંઘ પાપના સમૂહને નાશ કરનાર **કરહેટક** નગરમાં ગયો, ત્યાં ઉપસર્ગનું હરણ કરનાર શ્રી પાર્શ્વનાથની શ્યામ પ્રતિમા છે, તેને સંઘે નમસ્કાર કર્યા. ત્યાં મોટા ઉત્સવ પૂર્વક જે અવસરે મંત્રીશ્વરને સંગનો ઇંદ્ર (સંઘપતિ) કરવામાં આવ્યો, તે વખતે પંડિત જનોએ આ પ્રમાણે શંકા–ઉત્પ્રેક્ષા કરી કે—“ શું આ મંત્રીરૂપી સુભટ કલિયુગરૂપી શત્રુઓને હણશે ? હા, કેમકે તેનું વિશાળ ભાલસ્થળ ( કપાળ ) ધનુષ જેવું છે, તેમાં સરળ ભ્રકુટિયુગલ છે તે પ્રત્યંચા સદૃશ છે, અને તેમાં મનોહર તિલક કરેલું છે તે પ્રત્યંચાપર ચડાવેલા તીક્ષ્ણ બાણ જેવું છે. ” જ્યારે મંત્રીને તિલક કર-

૧ જેણે બખ્તર ધારણ કર્યું હોય તે.

વામાં આવ્યું ત્યારે ગુરૂ મહારાજે તેને કહ્યું કે—" હે ભદ્ર ! જે સંઘપતિ હોય તેણે દરેક પ્રયાણે નવું મોટું ચૈત્ય કરાવવું જોઇએ. તેવી શક્તિ ન હોય તો જે ઠેકાણે ( નગરમાં ) તિલક થયું હોય ત્યાં તો અવશ્ય સંઘપતિએ મોક્ષલક્ષ્મીના દેહરૂપ જિનગૃહ કરાવવું જોઇએ." આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી સંઘપતિએ ત્યાં એક ઠેકાણે શીઘ્રપણે ચૈત્ય કરાવવાનો આરંભ કર્યો. પરંતુ દિવસે જેટલું કામ કર્યું હોય તેટલું રાત્રિમાં પડી જવા લાગ્યું. આ પ્રમાણે બે ત્રણ સ્થાનકો બદલ્યાં તોપણ તે પડી જવા લાગ્યું. કેમકે ત્યાં રહેલો ક્ષેત્રપાળ ( દેવ ) ઉદ્ધત હોવાથી મંત્રીનું કરાવાતું નવું ચૈત્ય સહન કરતો નહોતો. તેથી તે ઠેકાણે પહેલાંનું શ્રી નેમિનાથનું નાનું ચૈત્ય હતું, તેને જ નવેસરથી મોટું કરાવવા માંડયું, તેને પણ તે ક્ષેત્રપાળ પાડી નાંખવા લાગ્યો. ત્યારે મંત્રી શીઘ્રતાથી પરાણે ( પરાક્રમ અને સત્તાવડે ) કરાવવા લાગ્યો, એટલે તે ક્ષેત્રપાળ ક્રોધ પામી સંઘના જનોને વિષે મસ્તકની પીડા, જ્વર અને મરકીને ઉત્પન્ન કરી ઉપદ્રવ કરવા લાગ્યો. તે વખતે સંઘના મુખ્ય જનોએ મંત્રીને કહ્યું કે—" હે મંત્રી ! તમે ફોગટ બળ ( બળાત્કાર ) ન કરો. કેમકે મનુષ્યો દેવને કદાપિ બળથી જીતી શકતા નથી. જુઓ કે દ્રૌપદીએ ઇચ્છેલા કમળને લેવા માટે પાંચે પાંડવો અનુક્રમે અગાધ સરોવરમાં પડ્યા હતા, તેમને તે બળવાન દેવે શું બાંધ્યા નહોતા ? આમ કરવાથી સંઘના ઘણા લોકો અત્યંત પીડાય છે, તેથી બુદ્ધિમાન પુરૂષે તો તેવા દેવને સંતોષ પમાડી પ્રાસાદ કરાવવો જોઇએ." આ પ્રમાણે તેમનું વચન સાંભળી મંત્રીએ તે ક્ષેત્રપાળને ધૂપ ઉવેખી, પુષ્પપૂજા કરી બળિબાકળા વિગેરે વડે આરાધ્યો, ત્યારે તે દેવ તેની સન્મુખ પ્રગટ થઇને બોલ્યો કે—" આ ચૈત્યનો એક પથ્થર પણ ઉપાડવા નહીં દઉં, તેમજ આ ગામની સીમા ( હદ ) ને વિષે કોઈ પણ ઠેકાણે નવું ચૈત્ય કરવા નહીં આપું." ત્યારે મંત્રીએ કહ્યું કે—" તો આજ ચૈત્યની ચોતરફ કરવા દે." આ પ્રમાણે તે મંત્રીની વાણીથી ભક્તિવડે વશ થયેલા દેવે તેને તેમ કરવાની અનુમતિ આપી. ત્યારપછી મંત્રીએ તે ચૈત્યને વચ્ચે રાખીને પાણી નીકળે ત્યાંસુધી ઉંડા પાયો ખોદી મેઘમંડપાદિકવડે સહિત સાત માળનો પ્રાસાદ કરાવ્યો.

ત્યારપછી તે સંઘ **આઘાટપુર**માં આવ્યો. ત્યાં ઘણાં જિનચૈત્યો હતાં, તે સર્વેની પૂજા વિગેરે કરીને સંઘના લોકોએ ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું તથા ત્યાં ગણિકાએ જીતેલી સો પગથીયાંવાળી જે [1]**હાર્પી** નામની વાવ હતી અને દૂત નામના શ્રેષ્ઠીની પુત્રીએ જળને માટે જે [2]**શાંકરી** નામની વાવ કરાવી હતી, એ વિગેરે અનેક આશ્ચર્યનાં સ્થાનો પણ તે સંઘે જોયાં. ત્યારપછી **નાગહૃદમાં** જઇને નવખંડા જિનેશ્વરને નમી ઘણા અભિગ્રહોને ધારણ કરનાર તે સંઘ **જીરાપ-લ્લીમાં** ગયો. ત્યાં પ્રાણીઓના કરોડો મનોરથોને પૂર્ણ કરનાર, દુઃખને દૂર કરનાર, સુંદર મહિમાવાળા અને ઇંદ્ર સમાન ભોગવાળા શ્રી પાર્શ્વનાથને નમન કર્યું. કલ્પવૃક્ષની પાસે ભમરાઓના સમૂહ આવે તેમ તે જીરાઉલી પાર્શ્વનાથની પાસે તેના પ્રભાવરૂપી સુગંધથી આકર્ષણ કરાયેલા અને ચોતરફ સ્તુતિરૂપી ઝંકાર શબ્દને કરતા ઘણા પુણ્યવંત સંઘો નિરંતર આવે છે. તે પાર્શ્વનાથનું મંત્રીએ લક્ષ્મીના પાત્રરૂપ સ્નાત્ર કર્યું, કરોડ પુષ્પો ચડાવી પૂજા કરી, છ મણ કપૂરનો ધૂપ કર્યો, અને મોતીની માળાવાળો સોનાના તંતુનો ભરેલો રેશમી વસ્ત્રનો ઉલ્લોચ એક લાખ રૂપીયાના વ્યયથી તૈયાર કરાવી તે ચૈત્યના મંડપમાં બાંધ્યો. ત્યારપછી તે સંઘ અનુક્રમે ચાલતો આબુ પર્વત ઉપર ગયો. તે પર્વત ઉપર પુષ્પ અને ફળે કરીને સહિત અઢારભાર વનસ્પતિ રહેલી છે, તે પર્વત પોતાની ઉંચાઇવડે સ્વર્ગનો ભેદ કરશે એવી શંકાથી ઇંદ્ર પણ વ્યાકુળ થતો હતો. ઉંચે રહેલા બાર સ્વર્ગલોકનો જાણે માર્ગ હોય તેમ તે શ્રેષ્ઠ પગથીયાવડે શોભે છે, ગંગા વિગેરે મિથ્યાદૃષ્ટિના તીર્થોની શ્રેણિને પણ તે ધારણ કરે છે, તેના શિખર ઉપર જળના ભરેલાં વાદળાંઓ સ્થિર થઇને ક્રીડા કરે છે, તથા ચડવાના પરિશ્રમના પરસેવાથી વ્યાપ્ત થયેલા શરીરની પ્રીતિ આપનાર વાયુ તેના પર મંદ મંદ વાયા કરે છે, આવા આબુ પર્વતપર તે સંઘ ચડયો. ત્યાં રહેલું ચૈત્ય વિંધ્યાચળ પર્વતથી વધારે લાંબું, કૈલાસ પર્વતથી પણ વધારે ઉજ્વળ, હિમાલય પર્વતથી પણ વધારે શીતળ અને મલયાચળ પર્વતથી પણ વધારે સુગંધિ હતું, તે

૧-૨ આ બન્ને વાવો સંબંધી હકીકત કાંઇ પણ વધારે જાણવામાં નથી.

ચંદ્રાવતી નગરીના સ્વામી બાર છત્રોથી શોભતા અને જેના મહેલ-માં લાખ અશ્વો બાંધેલા હતા એવા [1]વિમળે કરાવ્યું હતું. તે ચૈત્ય કોમળ વિવિધ કોતરેલી ઘણી કોરણીઓને ધારણ કરનારૂં હતું (ઝીણા કામથી શોભિત હતું), અને જોનારની દૃષ્ટિને અમૃત-ના અંજન સમાન હતું. આવું મનોહર ચૈત્ય સંઘે તથા મંત્રીએ જોયું. તે ચૈત્યમાં મોતીના સાથીયાની નિશાનીથી પૃથ્વીમાંથી પ્રગટ થયેલા શ્રીઋષભ પ્રભુની સ્થાપના કરેલી હતી, તેની વિધિપૂર્વક પૂજા કરીને મંત્રીએ મનોહર મોટી રેશમી ધ્વજા ચડાવી. તથા તે જ ઠેકાણે છ [2]રકળ પ્રમાણ પૃથ્વી ઉપર સાડાબાર કરોડ રૂપીયાનો ખર્ચ કરીને ઉત્તમ કોરણીના સમૂહથી વ્યાપ્ત એક અદ્ભુત ચૈત્ય તેજપાળ મં-ત્રીએ કરાવેલું હતું, ત્યાં આવીને પાપ રહિત (પુણ્યવંત) મંત્રી વિગેરે સંઘના લોકોએ વિધિ પૂર્વક સ્નાત્ર, પૂજા અને ધ્વજાદિક કાર્યો કર્યાં. ત્યારપછી ચંદ્રાવતી નગરીમાં રહેલા જિનેશ્વરોને નમ-સ્કાર કરી તે સંઘ ચૈત્યોવડે મનોહર લક્ષ્મી (શોભા)વાળા આરાસણ તીર્થ તરફ ચાલ્યો. કેટલોક માર્ગ ઉલ્લંઘન કર્યો, તેટલામાં તત્કાળ કષ્ટને સૂચવનારી ભયંકર શબ્દવાળી ભૈરવી (ચીબરી) ડાબી બાજુએ રહીને શબ્દ કરતી સર્વ લોકોએ સાંભળી. તે વખતે ભય પામેલો સંઘ ક્ષણવાર ઉભો રહી પછી આગળ ચાલ્યો, અને પોતપોતાના સુભટોને સજ્જ કરી મંત્રી અને સિંધન સાવધાનપણે સંઘની આગળ ચાલ્યા.

વામાં તત્પર થયો. તે વખતે કેટલાક લોકો નાસવા લાગ્યા, કેટલાક ભૂષણોને ઉતારી સંતાડવા લાગ્યા, કેટલાક પૃથ્વીમાં ધનને દાટવા લાગ્યા, અને કેટલાક જાળાની અંદર છુપાવવા લાગ્યા, એમ જુદી જુદી ક્રિયા કરવા લાગ્યા; તે જોઇ સુભટોને ઉત્સાહ આપવામાં નિપુણ અને ભિલ્લોરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્યચંદ્ર સમાન ઝાંઝણ મંત્રી અને સિંઘન સેનાપતિએ સર્વ સંઘને ધીરજ આપી, અશ્વાદિકના શબ્દથી મિશ્ર થયેલા અને પર્વતમાં પ્રતિધ્વની રૂપ થતા ઢોલના ગાઢ પ્રસરતા શબ્દ વડે કાયર પુરૂષોને કંપાવતા તે બન્ને વીરો તત્કાળ ભિલ્લોનો ગ્રાસ કરવામાં ઉલ્લાસ પામતી યમરાજની જિહ્વા જેવા શસ્ત્રોને ધારણ કરનારા પોતાના સુભટો સહિત તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. તે વખતે પ્રથમ તે બન્નેના ઘોડેસ્વારો અને પદાતિઓ યુદ્ધમાં ઉતર્યા કે તરતજ સિંહના નાદવડે હાથીઓ નાસે તેમ તે ભિલ્લોના બાણોવડે નાસી ગયા. તેથી પેસવાનો પ્રચાર પ્રાપ્ત થવાથી તે ભિલ્લસેના આ વીરોની સન્મુખ આવી પહોંચી. તેને તરતજ ક્રોધથી તે બન્ને વીરોએ પૃથ્વીપર ન પડે તેવા બાણોના વરસાદથી રોકી દીધી. જાણે કે દેવાદિકની આણા ( આણ ) આપી હોય તેમ તે બન્ને વીરોના બાણની આગળ કોઇ પણ ભિલ્લસેનાનો પત્તિ, ઘોડેસ્વાર કે મુંજાલ પોતે પણ એક પગલું. પણ આગળ દઇ શક્યા નહીં. જેમ વજ્રને વિષે લોઢાના ઘણ વ્યર્થ થાય તેમ અંદરથી ધર્મરૂપી બખ્તરને અને બહારથી લોઢાના બખ્તરને ધારણ કરતા તે બન્ને વીરોને વિષે ભિલ્લોના બાણો વ્યર્થ થયા. પોતાનું રક્ષણ કરનારા તે બન્નેને સંઘના લોકોએ લોઢાના કપાટરૂપ માન્યા, અને ભિલ્લોના સમૂહે પોતાનો નાશ કરવામાં તત્પર યમરાજના હાથ જેવા માન્યા. તે વખતે પોતાના નાશી ગયેલા ઘોડે સ્વારો વિગેરે સર્વ યોદ્ધાઓ પાછા આવ્યા, તેમને સાથે રાખી તે બન્ને વીરોએ બાણોના વરસાદ વડે તે ભિલ્લોને જર્જરિત કરી નાશ પમાડયા ( નસાડી દીધા. ) કષ્ટ દૂર થવાથી શ્રીસંઘના મનુષ્યોએ માંગલિક વાજિત્ર અને બંદીજનોના જય શબ્દ સહિત વર્ધાપન મહોત્સવ કર્યો.

ત્યારપછી પાપ રહિત તે સંઘ અંબિકા દેવીએ અધિષ્ઠિત સાત

ધાતુની અને શ્વેત પથ્થર ( આરસ )ની ખાણોવાળા આરાસણ નામના ગામમાં કુશળપણે આવી પહોંચ્યો. ત્યાં પણ લક્ષ્મીનું કારણ અને ભવથી તારનાર એવા સમગ્ર સંઘે તીર્થંકરોની શ્રેણિની વિધિ પૂર્વક પૂજા કરી. પછી **કુમારપાળ** રાજાએ કરાવેલ ચિત્તને આનંદ આપનાર ચૈત્યને વિષે સર્વે આવ્યા, તે ચૈત્ય બે પુરૂષોના લાંબા કરેલા હાથોની બાથમાં આવી શકે એવા જાડા થાંભલાઓવડે શોભતું હતું. તેમાં રહેલા શ્રીઅજિતનાથની પુષ્પાદિકવડે પૂજા કરી. ત્યાર પછી સંઘ **પ્રહલાદનપુર**માં ( પાલનપુરમાં ) આવ્યો ત્યાં નેત્રના પ્રચારથીજ ( માત્ર દર્શન કરવાથીજ ) **પ્રહ્લાદન** નામના રાજાને રોગ રહિત કરનાર શ્રીપાર્શ્વદેવ રહેલા છે, તેના દર્શનને માટે હંમેશાં શ્રીકરીને ધારણ કરનારા ચોરશી શ્રેષ્ઠીઓ આવે છે, ત્યાં હંમેશા દર્શન કરનાર

કરનારા સુડતાળીશ બળદો હતા, બાવીશસો ઉંટો હતા, પંદરસોને દશ અશ્વો હતા, નેવું [1]સુખાસનો હતાં, નવાણું [2]શ્રીકરીઓ હતી, ત્રણ સો પાણીની પખાલો પાડા ઉપર રાખવામાં આવી હતી, ચૌદ લુહાર હતા, સો કંદોઇ રસોઇયા અને સો રાંધવાનાં કડાયાં હતાં, પચાસ સલાટ હતા, બસો માળી હતા, સમૃદ્ધિવાળા સો તંબોળી અને સો પંચકુળ હતા, બસોસાઠ દુકાનો હતી, સતરસોને બાવન કાષ્ટના ભાર વહન કરનારા હતા, તથા છત્રીશ આચાર્યો હતા.

આ ઝાંઝણ મંત્રી પરદેશથી આવેલા હોવાથી અતિથિરૂપ છે એમ જાણીને આભૂ સંઘપતિએ તે મંત્રીને પ્રથમ સિદ્ધાચળ ઉપર ચડવાનું માન આપ્યું, તેથી તે મંત્રી મહોત્સવ પૂર્વક સંઘ સહિત ઉપર ચડયો, ત્યાં મરૂદેવા માતા અને કપર્દી યક્ષ વિગેરેની પૂજા કરી પર્વતના શિખરપર રહેલા શ્રીયુગાદીશને નમી તેનો વિસ્તારથી સ્નાત્ર મહોત્સવ કર્યો. પ્રથમ મોતી, પરવાળા, સોના અને રૂપાના પુષ્પો વડે પૂજા કર્યા પછી ત્રણ કરોડ સુગંધી પુષ્પોવડે પૂજા કરી, પછી ધ્વજા ચડાવી પ્રભુને આરતી ઉતારી. પછી પ્રિયાલ ( રાયણ ) વૃક્ષને મોતી,પરવાળા, સોના અને રૂપાના પુષ્પોવડે વધાવી પોતાના મસ્તકપર તે રાયણને [3]વરસાવી. પછી મેઘની જેમ સુવર્ણરૂપી જળની મોટી વૃષ્ટિ કરીને તે મંત્રી ગિરિરાજપરથી નીચે ઉતર્યો, અને મોટી ભક્તિથી આભૂના મોટા સંઘને તે બુદ્ધિમાન મંત્રીએ ભોજન કરાવ્યું. કહ્યું છે કે—

" અન્યથા પ્રકારે પણ સંઘનું ગૌરવ કર્યું હોય તો તે સંઘ મોટા પુણ્યને ઉત્પન્ન કરે છે, તો પછી તીર્થ યાત્રાને માટે ચાલેલા સ્થિર મનવાળા તે સંઘની ભક્તિ કરી હોય તો તે ઘણું પુણ્ય ઉત્પનકરે તેમાં શું કહેવું ? "

" જેમકે ચંદ્ર પહેલેથીજ હર્ષને માટે છે, સિંહ બળવાન છે, અને તિલક શુભ ( માંગલિક ) છે, તેમાં પણ જો ચંદ્ર પૂર્ણિમાવડે યુક્ત હોય, સિંહ પલાણ વડે યુક્ત હોય અને તિલક અક્ષત ( ચોખા ) વડે યુક્ત હોય તો તે વિશેષે કરીને હર્ષ આપનાર, બળવાન અને માંગલિક થાય છે."

---

૧ પાલખી. ૨ મીયાના

૩ સંઘપતિ રાયણને વધાવી તેની નીચે ઉભો રહે, તે વખતે રાયણમાંથી દૂધની વૃષ્ટિ તેના મસ્તક પર પડતી હતી. આવો જીવ ત્રણ ભવે મોક્ષ ગામી હોય છે, એમ સાંભળવામા છે.

" યાત્રા કરવા જવાની ઇચ્છાવાળા પુરૂષના મનમાં જે શુભ અધ્યવસાય હોય છે, તે અધ્યવસાય પાછા વળતાને હોતો નથી. કેમકે ઘી અને ચર્મના અર્થી વેપારીઓની જેમ તેના અધ્યવસાયનો વિપર્યાસ થાય છે. ( જેમકે એક ઘીનો અને એક ચામડાનો એમ બે વેપારીઓ પોતાના વેપારની ખરીદને માટે પરદેશ ગયા; તે વખતે ઘીના વેપારીએ વિચાર કર્યો કે " હું જ્યાં જાઉં છું, ત્યાં સુકાળ હોય અને ગાય ભેંશ વિગેરે પશુઓ ઘણું દૂધ ઘી આપતા હોય તો સારૂં, કેમકે તેથી મને ઘી ઘણું સસ્તું મળે. " ચર્મના વેપારીએ વિચાર કર્યો કે–"દુકાળ હોય અને પશુઓ ઘણા મરતા હોય તો મને ઓછી કીંમતે ઘણું ચામડું મળે. " આ પ્રમાણે પહેલાનો શુભ અને બીજાનો અશુભ અધ્યવસાય હતો. હવે જ્યારે તે બન્ને પોતપોતાની વેપારની વસ્તુ લઇને પાછા ઘર તરફ વળ્યા, ત્યારે ઘીના વેપારીનો વિપરીત વિચાર થયો કે—" મારા દેશમાં દુકાળ વિગેરે હોય તો મારૂં ઘી મોંઘા ભાવે વેચાવાથી મને સારો લાભ મળે. " ચર્મના વેપારીને પણ વિચાર થયો કે—" મારા દેશમાં સુકાળ વિગેરે હોય તો પશુઓની સુખાકારીને લીધે ચામડું મોંઘું વેચાય અને મને સારો લાભ મળે. " ઇત્યાદિ )

ત્યારપછી આભૂ સંઘપતિ ઝાંઝણ મંત્રીને બોલાવી તેની સાથે સિદ્ધાચળ ઉપર ચડ્યો. ત્યાં સામાન્યપણે અને વિશેષપણે સ્નાત્રાદિક મહોત્સવ કર્યા. તથા જોનાર લોકોને વાદળા વિનાની સંધ્યાના વાદળાના વિભ્રમ ( વિલાસ ) ને કરનારી વિવિધ પ્રકારના રંગવાળી રેશમી વસ્ત્રની સેંકડો ધ્વજાઓ દરેક પ્રાસાદ, દેવકુળ, વૃક્ષ, [1]ગંડશૈલ ( ટુંક ) અને શિખર વિગેરે દરેક સ્થળે ચડાવી. કહ્યું છે કે—

" આ ગિરિરાજ ઉપર તેવું કોઈ શિખર નથી, તેવી કોઇ શિલા નથી, તેવી કોઇ ભૂમિ નથી અને તેવું કોઈ વૃક્ષ નથી, કે જે ઠેકાણે કરોડો જીવો સિદ્ધિપદને પામ્યા ન હોય. "

સંસાર સમુદ્રમાં સિંહલદ્વીપ સમાન આ તીર્થને વિષે ધર્મરૂપી ઐરાવણ હસ્તીની પ્રાપ્તિ થાય છે, કેવળજ્ઞાનરૂપી રત્નની પ્રાપ્તિ

---

૧ નાની ટેકરી.

થાય છે, અને સિદ્ધિલક્ષ્મીરૂપી પદ્મિની કન્યાના સ્વયંવરની પણ પ્રાપ્તિ થાય છે. આ તીર્થમાં મનોહર મોટા પર્વતો છે, ચિત્તને આનંદ આપનાર ચૈત્યો છે, અને કાંતિવડે શોભતી પ્રતિમાઓ છે. આવી પૃથ્વી કોઇપણ ઠેકાણે નથી; આ કારણથી જ સર્વ સંઘ સહિત વસ્તુપાળ મંત્રીએ અનુક્રમે વધતા વધતા એક પુષ્પનું એક સોનામહોર મૂલ્ય થયું, તોપણ સર્વ પુષ્પો ખરીદ કરીને તેવડે આ સિદ્ધાચળની પૃથ્વીની પૂજા કરી હતી. ત્યારપછી તે આભૂએ નીચે ઉતરી સંઘ સહિત ઝાંઝણમંત્રીને મોટી ભક્તિથી જમાડ્યા. તે જોઈ મંત્રી અતિ આશ્ચર્ય પામ્યો. પોતે અલ્પ દ્રવ્યનો વ્યય કર્યો તે બાબત તેણે પોતાના આત્માની નિંદા કરી અને તે આભૂએ ઘણા દ્રવ્યનો વ્યય કર્યો તે બાબત તેની પ્રશંસા કરી.

ત્યારપછી તે મંત્રી તે તીર્થેશની રજા લેવા માટે પાંચ છ દિવસે ફરીથી ગિરિરાજ ઉપર ચડ્યો. ત્યાં ઉત્સાહ પૂર્વક જિનેશ્વરને નમી પ્રથમ કરાવી રાખેલી સુવર્ણની ધ્વજા આદિનાથના મસ્તકથી આરંભીને દંડ સુધી બંધાવી. તે ધ્વજા બાંધતાં જોઇએ તે કરતાં વધી પડી તેની વધામણી બાંધનારે મંત્રીને આપી. કેમકે સર્વ કોઇ કાર્યમાં વસ્તુની વૃદ્ધિને સત્પુરૂષો વખાણે છે. ત્યારપછી આનંદથી તે મંત્રીએ સોની લોકોની પાસે એક મુંડા હાથની પહોળી અને ગિરનાર સુધી લાંબી સુવર્ણની પાટની ધ્વજા ઘડાવવા માંડી. તેમાં તે ધ્વજા નીચેના ભાગમાં રૂપાની પાટની, ઉપરના ભાગમાં સુવર્ણની પાટની અને વચ્ચે યજ નામના રેશમી વસ્ત્રની એમ ત્રણ ભાતની ધ્વજા કરાવવા માંડી. બાવન દેવકુલિકાની મેખલા ઉપર, નેમિનાથના ચૈત્ય ઉપર અને અનુપમ નામના સરોવરની મધ્યે રહેલા ચૈત્ય ઉપર તે ધ્વજા બાંધીને ત્યાંથી આગળ ચાલ્યો. પછી ત્યાંથી આગળ ચાલતાં પંચરંગી રેશમી વસ્ત્રથી વીંટેલા વૃક્ષો ઉપર તે ધ્વજાને બાંધતો તે પર્વતને માર્ગે ચાલ્યો, અને તેની પાછળ તે જ માર્ગે સંઘ પણ ચાલ્યો. ત્યારથી તે માર્ગ ધોરી થયો છે. હમેશાં સોની લોકો જેટલી પતાકા (ધ્વજા) કરતા હતા, તેટલી પૃથ્વી જ સંઘ પણ જતો હતો. આવી રીતના પ્રયાણવડે સંઘસહિત તે મંત્રી પૃથ્વીપર પવિત્ર એવા ગિરનાર પર્વતને પામી તેના પર ચડ્યો. ત્યાં શ્રીનેમિનાથના મસ્તક પર તે ધ્વજા ચડાવી તેના

ચૈત્યના શિખર સુધી તે ધ્વજાને લઇ ગયો, માર્ગમાં એક એક યોજનને છેટે તેણે ત્રણ દિવસ સુધી [1]પહેરેગીર મૂક્યા હતા. આ સળંગ ધ્વજા ચોપન ઘડી સુવર્ણની બની હતી. તે વખતે કવિએ વર્ણન કર્યું કે—" ખરેખર આ મંત્રી માલવ દેશનો સ્વામી છે ( બીજા અર્થમાં મા એટલે લક્ષ્મી તેનો લવ એટલે લેશ તેનો એટલે અલ્પ લક્ષ્મીનો સ્વામી છે ) એમ મને લાગે છે. કેમકે પ્રાપ્તિ ( શક્તિ ) વિનાના એવા તેણે બે તીર્થમાં એક જ ધ્વજા ચડાવી ( શક્તિવાળો હોય તો જુદી જુદી ધ્વજા ચડાવવી જોઇએ ) પરંતુ વાસ્તવિકપણે બન્ને તીર્થ સુધી લાંબી એક ધ્વજા ચડાવી તેથી તે માલવ દેશનો સ્વામી સત્ય છે એમ મને ભાસે છે. " તેવી લાંબી ધ્વજા ફરકતી હોવાથી કવિએ ઉત્પ્રેક્ષા કરી કે—" આકાશ ગંગાને વિષે નિરંતર ક્રીડા પૂર્વક સ્નાન કરવા માટે મળેલી વિદ્યાધરની સ્ત્રીઓના શરીરપર લગાડેલા સુવર્ણ મિશ્રિત મનોહર ચંદનના રજના સંગવડે તેનું પાણી પીળું થયેલું છે, અને શ્રીપૃથ્વીધરના પુત્ર ઝાંઝણમંત્રીરૂપી સૂર્યના તીવ્ર પ્રતાપરૂપી તડકાવડે ઘણી સુકાઇ ગયેલી હોવાથી માત્ર એક મુંઢા હાથ જેટલા જ વિસ્તારવાળો ( પહોળો ) તેનો પ્રવાહ થયો હોય એવી આ ધ્વજા આકાશ ગંગા જેવી દેખાય છે.

ત્યારપછી તેવા અદ્‌ભુત કાર્ય કરવાથી ત્રણ જગતના જીવોના મસ્તકને કંપાવનાર મંત્રીશ્વર સંઘ સહિત વામનસ્થલી ( વણથળી ) વિગેરેનાં માર્ગે ચાલ્યો. ત્યાં **પ્રભાસપાટણ** વિગેરે માર્ગમાં આવતા ઘણાં સ્થાનોમાં તેણે હર્ષથી જિનેશ્વરોનેનમસ્કાર કર્યા. કેમકે સુરાષ્ટ ( સોરઠ ) દેશ તીર્થની શેરીમય હોવાથી દેવભૂમિ જ છે. અનુક્રમે ધર્મરૂપી ક્ષીરસાગરમાં જેનું મન તરતું હતું એવો તે મંત્રી સંઘ સહિત **કર્ણાવતી** નગરીની પાસે ત્રણ કોશ દૂર આવીને ઉતર્યો. તેટલામાં ત્યાંના **સારંગ** નામના રાજાનો માનીતો અને પોતાની વાણીની ચતુરાઈથી બૃહસ્પતિને ( અથવા સરસ્વતીને ) તિરસ્કાર કરનારો કોઇ ભાટ ( કવિ ) તે સંઘને જોવા માટે આવ્યો. તે વખતે

---

[1] આ ઉપરથી જાણી શકાય છે કે ત્રણ દિવસ પછી તે સળંગ ધ્વજા તીર્થના વહીવટ કરનારે ઉતરાવી લઇ યોગ્ય વ્યવસ્થા કરી હોય !

તેણે આખો [1]મંડપાવતાર જોયો. તેની ફરતો જાડા વસ્ત્રનો કિલ્લો અને તેની ઉપર કાંગરા મૂકેલા હતા, ચાર દિશાએ ચાર દરવાજા હોવાથી તેની અત્યંત શોભા દેખાતી હતી, તેમાં ચોરાશી [2]લંબક હતા, મધ્ય ભાગમાં રહેલા મંત્રીશ્વરના મોટા ઉંચા તંબુવડે તે મનોહર દેખાતો હતો, દિશાઓના આંતરાને ભરી દેનાર ભેરી વિગેરે વાજિત્રોના શબ્દથી તે વ્યાપ્ત હતો, બીજા હજારો તંબુઓમાં રહેનારા મનુષ્યોથી તે વ્યાપ્ત હતો, અને તેની બહાર ફરતો આરક્ષકોનો સમૂહ રહેલો હતો. શ્રી સંઘપતિની આજ્ઞાથી દ્વારપાળે તે કવિને અંદર પ્રવેશ કરવા દીધો, ત્યારે તે બુદ્ધિમાન ભાટ અનેક આશ્ચર્યોને જોતો જોતો પ્રધાનની પાસે જઇ પહોંચ્યો. કાંઇક વિચાર કરતો હોય તેમ કાંઇપણ નહીં બોલતા અને આગળ ઉભેલા તેને જોઈ મંત્રીએ વિચારનું કારણ પૂછ્યું, ત્યારે તે બોલ્યો કે—"હે દેવ! હું આ પ્રમાણે વિચાર કરૂ છું કે —જે તમે કિલ્લા વિગેરેની રમણીય લક્ષ્મીવડે સ્વર્ગના જેવું અને હાથથી ગ્રહણ કરી શકાય તેવું મંડપદુર્ગ (માંડવગઢ) નામનુ નગર બનાવીને તે નગર સહિત (તે નગરને સાથે લઇને) ગર્જના કરતા અને દુઃખે કરીને જીતી શકાય તેવા ગુજરાતની પૃથ્વીના નગરોને ગ્રહણ કરવાની ઇચ્છાથી આ અવંતિ દેશમાં પ્રાપ્ત થયા છો—આવ્યા છો, તેવા પ્રધાનોના મુગટ સમાન તમોને કોની ઉપમા આપવી? એ સંબંધિ હું વિચાર કરૂ છું." આ પ્રમાણે તેનું વચન સાંભળી હર્ષ પામેલા મંત્રીએ તેને ઘણું ધન આપ્યું, તથા વખાણવા લાયક લક્ષણોને ધારણ કરતો એક ઉત્તમ અશ્વ, તેમ જ સોનાની સાંકળી અને પાઘડી વિગેરે પુષ્કળ આપ્યું. તે લઇ ઘણોજ ખુશી થયેલો તે ભાટ તત્કાળ તેજ અશ્વપર ચડીને ચાલ્યો, અને રાજાની પાસે આવ્યો. તે જોઇ રાજાએ તેને પૂછ્યું કે—" આવું ઇનામ તને કયાં મળ્યું ?" ત્યારે તે બંદીએ કહ્યું કે-"હે દેવ! આ પ્રમાણ આપ માનો કે આ સર્વ શણગાર મંડપદુર્ગમાં હું આજે ગયો હતો ત્યાંથી મને મળ્યો છે." તે સાંભળી રાજાએ હસીને કહ્યું કે—"હે ઉત્તમ બંદી! ભાટ ચારણો જેટલું મળે તેનાથી દશ ગુણું બોલે છે એ કહે

[1] માંડવગઢનો અવતાર એટલે ચિતાર. [2] ચૌટા-બજાર.

મને આજે કૃપા કરીને આપો." ત્યારે રાજાએ કહ્યું કે—"તમને જે ઇષ્ટ હોય તે બોલો—માગો." ત્યારે શ્રેષ્ઠ મંત્રીએ ધન આપવા પૂર્વક છન્નુ રાજાઓ માગ્યા. તે સાંભળી રાજા ચિંતાગ્રસ્ત મનવાળો રહ્યો—થયો. જે વચન આનંદને વખતે અપાયું હોય તે પછીથી આપવું દુષ્કર થાય છે. દાનને અવસરે મહા પુરૂષનું શરીર પણ કંપાયમાન થાય છે, રણસંગ્રામમાં ભીમ પણ દાન દેવું પડશે એવી શંકાથી સંકોચ પામ્યો હતો." રાજાને કેદ કરેલા રાજાઓને છોડવા એ રૂચતું નથી." એમ જાણી તે ચતુર મંત્રીએ બીજી વાર્તા કરીને આ બાબત ઢાંકી દીધી. જેમ પાત્રને વિષે આપેલું દાન, જળને વિષે નાંખેલું તેલ અને ખળ પુરૂષની પાસે કહેલું ગુપ્ત વૃત્તાંત પ્રસરી જાય છે, તેમ રાજા ત્યાંથી ઉભો થઇને ગયો કે તરત જ તે વાત લોકમાં પ્રસરી ગઇ.

આ અવસરે આભૂ મંત્રી પણ યાત્રા કરીને ત્યાં જ આવ્યો, તેણે પ્રથમથી આ વાર્તા સાંભળી હતી, તેથી યશ અને પુણ્ય મેળવવાની ઇચ્છાથી તે કેદી રાજાઓને મૂકાવવા ઉત્સુક થયો. કહ્યું છે કે—

" यद्वत्कर्करकम्बुरत्नमुदधौ नाशाङ्गभोगव्यय–
त्यागं च श्रियि पत्रपुष्पफलमप्युर्वीरुहि श्रीफले ।
काये रोगमलोपकारकरणं दुष्कर्मकीर्त्यर्जना–
पुण्यं चाधममध्यमोत्तमतया तद्वन्मनुष्यायुषि ॥ ६ ॥

" જેમ સમુદ્રને વિષે કાંકરા અધમ છે, શંખ મધ્યમ છે અને રત્ન ઉત્તમ છે, જેમ લક્ષ્મીને વિષે નાશ અધમ છે, શરીરના ભોગનો વ્યય મધ્યમ છે અને દાન ઉત્તમ છે, જેમ શ્રીફળના વૃક્ષને વિષે પાંદડાં અધમ છે, પુષ્પ મધ્યમ છે અને ફળ ઉત્તમ છે, જેમ શરીરને વિષે રોગ અધમ છે, મળ મધ્યમ છે અને પરોપકાર કરવો ઉત્તમ છે, તેમ મનુષ્યના આયુષ્યને વિષે દુષ્કર્મ કરવું તે અધમ છે, કીર્તિ ઉપાર્જન કરવી મધ્યમ છે અને પુણ્ય ઉપાર્જન કરવું તે ઉત્તમ છે."

આ અવસરે ત્યાં ગંગાના જળ જેવા ઉજ્વળ એકસોનેદશ મોટા જાતિવંત અશ્વો વહાણમાં આવેલા હતા, તે લઇને રાત્રિને વિષે તે આભૂ ત્યાં આવ્યો, અને રાજા સુતે છતે જ તેના મહેલની ચોતરફ

પોતાના અપરિગ્રહરૂપ વ્રતનો ત્યાગ કરી જે સહાય કરી, તેથી હું માનું છું કે તે વખતે જમણા હાથનું લોહી તપ્યું હતું તેથી તેણે સહાય કરી હતી. કેમકે લોહી તપવામાં સ્વજનપણું જ કારણ છે-સ્વજનપણાથી જ લોહીનું તપવું થાય છે. ( અહીં બન્ને હાથ સાથે ઉત્પન્ન થયેલા હોવાથી સ્વજનપણું સ્પષ્ટ જ છે. )

રાજાએ જમણો હાથ ધારણ કર્યો તે વખતે લોકોએ જય જય શબ્દ કર્યો, અને રાજા સહિત સામંતાદિકે હાસ્ય કર્યું. તે વખતે જોનારા કેટલાક લોકોએ મંત્રીની ઉદારતાની પ્રશંસા કરી, કેટલાકે તેની બુદ્ધિની અને કેટલાકે તેના સાહસની પ્રશંસા કરી. શુદ્ધ ઉત્પત્તિ સ્થાનવાળું, ઉત્તમ સુગંધવાળું, રાજાઓને આપવા લાયક અને ઉજ્વળ વર્ણવાળું જેવું કપૂર આપ્યું, તેવા જ યશને પણ તે પામ્યો. પછી રાજાએ તે મંત્રીને કહ્યું કે—" આજ સુધી મારો જમણો હાથ કોઇએ ધારણ કરાવ્યો નથી, તે તેં આજે ધારણ કરાવ્યો છે, તેથી હું તારાપર તુષ્ટમાન થયો છું, માટે તું ઇચ્છા પ્રમાણે વરદાન માગ." ત્યારે મંત્રીએ કહ્યું કે--" હે દેવ ! વચનની અચળતા( સત્યતા ) દિક મોટા ગુણરૂપી પુષ્પવડે શોભતા કલ્પવૃક્ષરૂપ આપની પાસે હું અવસરે વરદાન માગીશ. ( ત્યાં સુધી મારૂં વરદાન આપની પાસે થાપણરૂપ હો. )

ત્યાર પછી રાજાએ ત્યાંથી ઉભા થઇ તે સર્વે ( બત્રીશે ) સંઘપતિઓને મોટા હાથીઓ ઉપર ચડાવી મોટા ઉત્સવ પૂર્વક કર્ણાવતી નગરીમાં પ્રવેશ કરાવ્યો. તેમને પોતાના રાજમહેલમાં લાવી રાજાએ પહેરામણી આપી, તથા તેમને ઉતરવા માટે મોટા આવાસો આપ્યા. ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા. પછી શ્વભ્રમતી ( સાબરમતી ) નામની નદીની પાસે મંડપ (માંડવગઢ) ની રચના કરી રાજાને જણાવી તેની આજ્ઞાથી તેઓ ત્યાં જઇ રહ્યા.

એકદા આ રાજાએ છન્નુ રાજાઓને કેદ કર્યા છે એમ સાંભળી તેમને છોડાવવાની ઇચ્છાથી ઝાંઝણ મંત્રી રાજાની પાસે આવ્યો, અને અવસર પામીને બોલ્યો કે—" હે દેવ ! આપે તે વખતે જે વર-

મને આજે કૃપા કરીને આપો." ત્યારે રાજાએ કહ્યું કે—"તમને જે ઇષ્ટ હોય તે બોલો—માગો." ત્યારે શ્રેષ્ઠ મંત્રીએ ધન આપવા પૂર્વક છન્નુ રાજાઓ માગ્યા. તે સાંભળી રાજા ચિંતાગ્રસ્ત મનવાળો રહ્યો—થયો. જે વચન આનંદને વખતે અપાયું હોય તે પછીથી આપવું દુષ્કર થાય છે. દાનને અવસરે મહા પુરૂષનું શરીર પણ કંપાયમાન થાય છે, રણસંગ્રામમાં ભીમ પણ દાન દેવું પડશે એવી શંકાથી સંકોચ પામ્યો હતો." રાજાને કેદ કરેલા રાજાઓને છોડવા એ રૂચતું નથી." એમ જાણી તે ચતુર મંત્રીએ બીજી વાર્તા કરીને આ બાબત ઢાંકી દીધી. જેમ પાત્રને વિષે આપેલું દાન, જળને વિષે નાંખેલું તેલ અને ખળ પુરૂષની પાસે કહેલું ગુપ્ત વૃત્તાંત પ્રસરી જાય છે, તેમ રાજા ત્યાંથી ઉભો થઇને ગયો કે તરત જ તે વાત લોકમાં પ્રસરી ગઇ.

આ અવસરે આભૂ મંત્રી પણ યાત્રા કરીને ત્યાં જ આવ્યો, તેણે પ્રથમથી આ વાર્તા સાંભળી હતી, તેથી યશ અને પુણ્ય મેળવવાની ઇચ્છાથી તે કેદી રાજાઓને મૂકાવવા ઉત્સુક થયો. કહ્યું છે કે—

" यद्वत्कर्करकम्बुरत्नमुदधौ नाशाङ्गभोगव्यय–
त्यागं च श्रियि पत्रपुष्पफलमप्युर्वीरुहि श्रीफले ।
काये रोगमलोपकारकरणं दुष्कर्मकीर्त्यर्जना–
पुण्यं चाधममध्यमोत्तमतया तद्वन्मनुष्यायुषि ॥ ६ ॥

" જેમ સમુદ્રને વિષે કાંકરા અધમ છે, શંખ મધ્યમ છે અને રત્ન ઉત્તમ છે, જેમ લક્ષ્મીને વિષે નાશ અધમ છે, શરીરના ભોગનો વ્યય મધ્યમ છે અને દાન ઉત્તમ છે, જેમ શ્રીફળના વૃક્ષને વિષે પાદડા અધમ છે, પુષ્પ મધ્યમ છે અને ફળ ઉત્તમ છે, જેમ શરીરને વિષે રોગ અધમ છે, મળ મધ્યમ છે અને પરોપકાર કરવો ઉત્તમ છે, તેમ મનુષ્યના આયુષ્યને વિષે દુષ્કર્મ કરવું તે અધમ છે, કીર્તિ ઉપાર્જન કરવી મધ્યમ છે અને પુણ્ય ઉપાર્જન કરવું તે ઉત્તમ છે."

આ અવસરે ત્યાં ગંગાના જળ જેવા ઉજ્વળ એકસોનેદશ મોટા જાતિવંત અશ્વો વહાણમાં આવેલા હતા, તે લઇને રાત્રિને વિષે તે આભૂ ત્યાં આવ્યો, અને રાજા સુતે છતે જ તેના મહેલની ચોતરફ

આવ્યો, કારણ કે જે કાર્ય પોતાથી થાય તે બીજાથી થઇ શકતું નથી. રાજાએ પણ આવીને તે જ પ્રમાણે મંત્રીને કહ્યું, ત્યારે ઝાંઝણ હસીને બોલ્યો કે—" હે સ્વામી ! જો આપના મનમાં દુઃખ ન થાય મારી એક વિજ્ઞપ્તિ છે." ત્યારે રાજાએ બોલવાની અનુમતિ આપી એટલે તે બોલ્યો કે—" હે સ્વામી ! ખર્ચ કરવામાં રણસંગ્રામથી પણ અધિક ભય હોય છે, કારણ કે તે ખર્ચમાં આપની જેવા પણ ભય પામે છે, કારણ કે તે ખર્ચમાં આપની જેવા પણ ભય પામે છે. કદાચ સમુદ્ર ક્ષીણ થાય, પણ અમે ક્ષીણ થઇએ તેમ નથી. અથવા તો નવ નિધાનનો સ્વામી ચક્રવર્તી પણ અધિક ખર્ચ કરી શકતા નથી ( તેથી જણાય છે કે રાજાઓની એવી રીતિજ હોય છે.) તેથી કરીને હે દેવ ! જો સર્વ સંઘને ભોજન કરાવવું હોય તો જ બોલવું. અન્યથા કાંઇ બોલશો નહીં આ સર્વ સંઘના મનુષ્યો સરખા હોવાથી તેમનો પંક્તિભેદ કરવો યોગ્ય નથી. રાવણે પોતાના દશ મસ્તકવડે દશ રૂદ્રો (મહાદેવ) ની પૂજા કરી હતી, પણ તેમા અગ્યારમાં રૂદ્રની પૂજા કરી નહોતી, તેથી હનુમાને રાવણના કુળનો નાશ કર્યો હતો, માટે પંક્તિનો ભેદ કલ્યાણકારક નથી.

આ પ્રમાણે ઝાંઝણનું વચન સાંભળી કાંઇક ખેદ પામી રાજાએ કહ્યું કે—" હે મંત્રી ! કહો કે દરેક ઘરે ( મારા ) સર્વ લોકો એક એક (સંઘના લોક) ને જમાડે તો તેમાં શી હરકત છે ? ( અર્થાત્ મારી રૈયતના દરેક લોક પોતપોતાને ઘેર એક એક સંઘના માણસને જમાડે એમ તમે નિમંત્રણ સ્વીકારો ). તે પણ તમે ન માનો તો ધારો કે કદાચ અમે જ તમારે ત્યાં જમવાને માટે તમને પ્રયાસમાં નાંખવા ઇચ્છીએ તો શું તમે મારા આખા દેશના લોકો સહિત મને નિમંત્રણ આપો ખરા કે ? " તે સાંભળી મંત્રીએ કહ્યું કે—" આવા સંઘ સિવાય બીજે પ્રસંગે જુદા જુદા વહેંચીને જમાડવામાં દોષ નથી, પરંતુ સંઘને વિષે જો તેમ કરવામાં આવે તો આપને અને મને પણ એકાંતપણે પાપ વિગેરે અશુભ કર્મ જ લાગે, તથા આખા દેશના લોકો સહિત આપને જે નિમંત્રણ કરવું, તે બાબત તો હું તૈયાર જ છું—નિમંત્રણ કરૂં જ છું. માટે તે અંગીકાર કરો."

શક્તિમાન હોય ? કોઇ પણ શક્તિમાન નથી. તેથી રાજા અસાર મનુષ્યોનો ત્યાગ કરી કેટલાક હજાર સારા સારા મનુષ્યોને ભોજન કરાવવા ઇચ્છે છે. અતિથિ માત્ર પાણી જ પી જાય તો પણ તે પાપના સમૂહનો નાશ કરે છે, તો પછી તેવા યાત્રાળુ અનેક અતિથિઓ જમાડવામાં આવે ( જમી જાય ) તો તેઓ મોક્ષ આપનારા કેમ ન થાય ? તો તત્કાળ પ્રસન્ન થઇને તેવા સારા પાંચ છ હજાર માણસોને સાથે લઇને તમે રાજાને ઘેર ભોજન કરવા પધારો. આ નિમંત્રણ વ્યર્થ કરવું યોગ્ય નથી." તે સાંભળી મંત્રીએ કહ્યું કે—"રાજાની જે આવી ઇચ્છા થઇ તે યોગ્ય જ છે, કેમકે પાપના પ્રચારનો નાશ કરી પુણ્યનો પ્રચાર કરવો તેવી પ્રવૃત્તિ પ્રથમથી રાજાઓએ જ કરેલી છે, પરંતુ આ સંઘને વિષે મહા કષ્ટથી એકત્ર થયેલા સર્વે સાધર્મિકો બાંધવથી અધિક માન્ય અને પૂજ્ય છે, તેથી ઉજ્વળ ગૌરવ (ભક્તિ) વડે શોભતા તેઓને જો કદાચ માત્ર અન્નના ગ્રાસ માટે જ હું અસાર કરૂં, તો હું છેલ્લી નરકે જ જાઉં." તે સાંભળી રાજાના પ્રધાને કહ્યું કે—"આ સાર-અસારનો વિવેક સર્વ બાબતમાં સર્વ કોઇને હોય છે; કેવળ તમારી પાસે જ આ વિવેક છે એમ નથી. જુઓ આ આશ્ચર્ય ! કહ્યું છે કે—

"धर्मः पेयं भोज्यं भक्ष्यं न्याय्यं च कार्यमथ गम्यम् ।
सारं सौख्यं सप्रतिपक्षं सर्वत्र सर्वेषाम् ॥ ९ ॥"

"સર્વત્ર સર્વેને ધર્મ, પેય ( પીવા લાયક ), ભોજ્ય, ભક્ષ્ય, ન્યાય, કાર્ય ( કરવા લાયક), ગમ્ય (ગમન કરવા લાયક), સારૂં અને સુખ આ સર્વ પદાર્થો સામાપક્ષ સહિત હોય જ છે, એટલે કે ધર્મની સામે અધર્મ, પેયની સામે અપેય, ભોજ્યની સામે અભોજ્ય, એજ રીતે અભક્ષ્ય, અન્યાય, અકાર્ય, અગમ્ય, અસાર અને દુઃખ એ સામા પક્ષમા જાણવા."

તે સાંભળી આંઝણુ મંત્રીએ કહ્યું કે—"ખરી વાત છે કે સર્વત્ર સર્વને આ પ્રમાણે હોય છે, પરંતુ મારે તો અહીં સંઘમાં તે પ્રમાણે નથી, તેથી આ બાબતમાં તમારે કાંઇ કહેવા જેવું નથી." એમ કહી તેણે રાજાના પ્રધાનને નિવાર્યો. ત્યારે તે પ્રધાને રાજા પાસે જઇ આ સર્વ હકિકત તેને કહી. તે સાંભળી રાજા પોતે મંત્રી પાસે

આવ્યો, કારણ કે જે કાર્ય પોતાથી થાય તે બીજાથી થઇ શકતું નથી. રાજાએ પણ આવીને તે જ પ્રમાણે મંત્રીને કહ્યું, ત્યારે ઝાંઝણ હસીને બોલ્યો કે—" હે સ્વામી ! જો આપના મનમાં દુઃખ ન થાય

મારી એક વિજ્ઞપ્તિ છે." ત્યારે રાજાએ બોલવાની અનુમતિ આપી એટલે તે બોલ્યો કે—" હે સ્વામી ! ખર્ચ કરવામાં રણસંગ્રામથી પણ અધિક ભય હોય છે, કારણ કે તે ખર્ચમાં આપની જેવા પણ ભય પામે છે, કારણ કે તે ખર્ચમાં આપની જેવા પણ ભય પામે છે. કદાચ સમુદ્ર ક્ષીણ થાય, પણ અમે ક્ષીણ થઇએ તેમ નથી. અથવા તો નવ નિધાનનો સ્વામી ચક્રવર્તી પણ અધિક ખર્ચ કરી શકતા નથી ( તેથી જણાય છે કે રાજાઓની એવી રીતિજ હોય છે.) તેથી ફરીને હે દેવ ! જો સર્વ સંઘને ભોજન કરાવવું હોય તો જ બોલવું. અન્યથા કાંઇ બોલશો નહીં આ સર્વ સંઘના મનુષ્યો સરખા હોવાથી તેમનો પંક્તિભેદ કરવો યોગ્ય નથી. રાવણે પોતાના દશ મસ્તકવડે દશ રૂદ્રો (મહાદેવ) ની પૂજા કરી હતી, પણ તેમાં અગ્યારમાં રૂદ્રની પૂજા કરી નહોતી, તેથી હનુમાને રાવણના કુળનો નાશ કર્યો હતો, માટે પંક્તિનો ભેદ કલ્યાણકારક નથી.

આ પ્રમાણે ઝાંઝણનું વચન સાંભળી કાંઇક ખેદ પામી રાજાએ કહ્યું કે—" હે મંત્રી ! કહો કે દરેક ઘરે ( મારા ) સર્વ લોકો એક એક (સંઘના લોક) ને જમાડે તો તેમાં શી હરકત છે ? ( અર્થાત્ મારી રૈયતના દરેક લોક પોતપોતાને ઘેર એક એક સંઘના માણસને જમાડે એમ તમે નિમંત્રણ સ્વીકારો ). તે પણ તમે ન માનો તો ધારો કે કદાચ અમે જ તમારે ત્યાં જમવાને માટે તમને પ્રયાસમાં નાંખવા ઇચ્છીએ તો શું તમે મારા આખા દેશના લોકો સહિત મને નિમંત્રણ આપો ખરા કે ? " તે સાંભળી મંત્રીએ કહ્યું કે—" આવા સંઘ સિવાય બીજે પ્રસંગે જુદા જુદા વહેંચીને જમાડવામા દોષ નથી, પરંતુ સંઘને વિષે જો તેમ કરવામાં આવે તો આપને અને મને પણ એકાંતપણે પાપ વિગેરે અશુભ કર્મ જ લાગે, તથા આખા દેશના લોકો સહિત આપને જે નિમંત્રણ કરવું, તે બાબત તો હું તૈયાર જ છું—નિમંત્રણ કરૂં જ છું. માટે તે અંગીકાર કરો "

એમ કહી ધનનો વ્યય કરવામાં ધીર એવા તે મંત્રીએ વસ્ત્રનો છેડો (ખોળો) પાથર્યો. તે વખતે " ભોજન કરીને પણ આ મંત્રીની હું પરીક્ષા કરીશ. " એવી ઇચ્છાથી રાજાએ મંત્રીનું તે નિમંત્રણ સ્વીકાર્યું, અને ભોજનનો દિવસ પોતે રાજાએ જ મહિનાને અંતે નિશ્ચિત કર્યો, તે ઉપર તે ધન્ય મંત્રીએ સર્વ સામગ્રી તૈયાર કરી.

પછી શ્વભ્રમતી ( સાબરમતી ) નદીને કાંઠે પંચ રંગી વસ્ત્રોના સુશોભિત સો ભોજનમંડપો કરાવ્યા. તેમાં દરેક મંડપમાં દરેક જ્ઞાતિના વિવેચન પૂર્વક પાંચ પાંચ હજાર મનુષ્યોને સારી રીતે ભક્તિથી ભોજન કરાવી શકાય તેવી ગોઠવણ કરી, અને રાજાએ પ્રયત્નથી એકઠા કરેલા કુલ પાંચ લાખ માણસોને પાંચ છ દિવસે તે મંત્રીએ ભોજન કરાવ્યું અને તે સર્વનો સત્કાર પણ કર્યો. જેમ પર્વતની શિલાઓ ઉપર, પર્વતના શિખરો ઉપર, ખાડાઓને વિષે, આંબાના વૃક્ષો ઉપર, બહેડાના વૃક્ષો ઉપર ખાલી (ઉજ્જડ) સ્થાનોને વિષે અને ભરેલા સ્થાનોને વિષે વિગેરે આખી પૃથ્વીના દરેક સ્થાનોને વિષે એક સરખી રીતે વરસાદ ગંભીર ગર્જના સહિત વૃષ્ટિ કરે છે, તેમ સુગંધી યશવાળા આ ઝાંઝણ મંત્રીએ તે મેઘની જેવીજ લીલા કરી ( એક સરખી રીતે સર્વને ભોજનાદિક કરાવ્યું.

ત્યારપછી મનમાં હસતા મંત્રીએ સર્વ લોકો સાંભળતાં રાજાને કહ્યું કે—"હે દેવ ! શું આટલી જ ગુજરાત છે ? ( તમારા ગુજરાત દેશમાં આટલા જ મનુષ્યો છે ? ) આટલા મનુષ્યો જમ્યા છતાં પણ હજુ ઘણું વધારે બાકી રહ્યું છે ( વધારો ઘણો છે )." એમ કહી તેણે રાજાને વધેલું પકવાન્નાદિક દેખાડી આશ્ચર્ય કર્યું. પછી તેણે પોતાનો ઉજ્વળ યશ હોય એવું તે પકવાન્ન સર્વ ચૈત્યોમાં અને શ્રદ્ધાળુ મનુષ્યોને ઘેર પણ ઘણું ઘણું મોકલ્યું. આ પ્રકારે રાજા વિગેરેને ભોજનાદિક કરાવવામાં તે મંત્રીએ પાંચ લાખ રૂપીયાનો ખર્ચ કર્યો.

ત્યારપછી કેટલેક દિવસે સારંગદેવ રાજાની રજા લઇ અદ્ભુત કર્મવડે વિશ્વને ચમત્કાર કરનાર મંત્રી સંઘ સહિત ધનનો વરસાદ વરસાવતો આગળ ચાલ્યો. અનુક્રમે ચાલતાં પાપ કર્મને નાશ કરનાર

તે સંઘ સ્ત્રીઓના ભૂષણોના મણિઓની કાંતિવડે તામ્ર (રાતી) દેખાતી **તામ્રાવતી** (ખંભાવતી) નામની નગરીએ પહોંચ્યો. ત્યાં શ્રી પાર્શ્વનાથ ની પ્રતિમા રહેલી છે, કે જે પ્રતિમા કેટલાક કાળ સુધી સ્વર્ગમાં ઇંદ્રને ઘેર રહી હતી, પછી કૃષ્ણ વાસુદેવની દ્વારકા નગરીમાં રહી હતી, પછી ભુવનપતિ દેવોએ આરાધન કરાતી નાગેંદ્રના ભુવનમાં રહી હતી, અને ત્યારપછી આ નગરીમાં રહી છે, તે નાગાર્જુનની સુવર્ણસિદ્ધિનું કારણરૂપ થઇ છે, તથા શ્રી અભયદેવસૂરિનું શરીર સારૂં કર્યું છે, આવી તે શ્રી પાર્શ્વનાથની પ્રતિમાનું સંઘજનોએ ભાવથી વિધિપૂર્વક પૂજન કર્યું. ત્યારપછી તે સંઘ ગોધરા વિગેરે નગરોમાં થઇને **લક્ષણપુર** નગરમાં આવ્યો. ત્યાં અત્યંત આનંદથી તેનો વખાણવા લાયક પ્રવેશ મહોત્સવ થયો. પછી દારિદ્રયરૂપી બળતા દાવાનળથી તાપ પામેલા લોકોને શીતળ કરવામાં ઝંઝા નામના વાયુ સમાન તે બુદ્ધિમાન ઝાંઝણ યાત્રા કરીને અઢી લાખ મનુષ્યોવાળા સંઘનું સ્વામીપણું પામીને આપત્તિના અસ્થાનરૂપ પોતાના માંડવ-ગઢમાં પ્રાપ્ત થયો. તે વખતે રાજા તથા સર્વ લોકોએ સ્થાને સ્થાને મોટા ઉત્સવો કરવા પૂર્વક તેને પ્રવેશ કરાવ્યો. અનુક્રમે મંત્રી પોતાને ઘેર આવ્યો, પછી તેણે સત્કાર પૂર્વક સર્વ સંઘના લોકોને પોત-પોતાને સ્થાને મોકલ્યા. તે વખતે સત્પુરૂષોનાં ઘરો ઉંચા બાંધેલાં તોરણોવડે શોભતા હતા. સ્ત્રીઓ પણ હાથમાં અક્ષત પાત્રને ધારણ કરી મધુર રચનાવાળા મંગળ ગીત ગાવાવડે દેવીઓ જેવા ગૌરવને પામતી પોતપોતાને ઘેર ગઇ. ત્યારપછી અર્થી જનોને સુવર્ણના મેઘ જેવા તે મંત્રીએ નગરની સર્વ જ્ઞાતિઓને ભક્તિ સહિત ભોજન કરાવ્યું, શ્રી સંઘની ઘણી પૂજા કરી, પરિવાર સહિત રાજાનો ભક્તિ પૂર્વક સત્કાર કર્યો, અને પુટાદિકના ઉત્સર્જન વિગેરેનો મહોત્સવ કર્યો, તથા સૌભાગ્યની ઉપર મંજરીની જેમ શ્રી તીર્થયાત્રાને અનુ-સારે દેવોના આવ્હાનનો વિધિ પણ કર્યો.



**પ્રશસ્તિ.** **શ્રીદેવેંદ્ર** નામના મુનીંદ્રની પાટના મુગટ સમાન શ્રી ધર્મઘોષ નામના ગુરૂ હતા. તેમના ચરણકમળની રજવડે મસ્તકને પવિત્ર કરનાર પૃથ્વીધર નામના મંત્રી હતા, તેના વંશરૂપી આકાશના વિસ્તારને વિષે સૂર્ય સમાન શ્રી ઝાંઝણ મંત્રી હતા, આ ત્રણે પુરૂષો જગતના આંગણામાં જાણે ઉત્કૃષ્ટ મૂર્તિમાન દેવત્રયી હોય તેમ શોભતા હતા. પૂર્ણિમાના ચંદ્ર જેવા સુંદર ( ઉજ્વળ ) ગુણવાળા, આનંદ આપનાર ત્રણ રત્ન વડે દેદીપ્યમાન એવા ધર્મઘોષ નામના ગુરૂના બે ચરણકમળને વિષે ભમરા સમાન અને સમૃદ્ધિવાળી અવંતીના ચિરકાળ સુધી અલંકારના મણિ સમાન શ્રી પેથડ મંત્રીનો કર્ણને સ્વાદિષ્ટ ( મનોહર ) આ સુકૃતાદિકનો સાગર સમાન ( સુકૃતસાગર ) નામનો પ્રબંધ પૂર્ણ થયો. આ પ્રબંધ શ્રીનંદિરત્ન ગુરૂના ચરણકમળને વિષે ભ્રમરપણાને પામેલા રત્નમંડને રચ્યો છે, અને વિદ્યાવડે સુશોભિત પંડિત સુધાનંદ ગુરૂએ આ પ્રબંધને દોષ રહિત કર્યો છે ( સુધાર્યો છે ), તથા આની પહેલી પ્રત આળસ રહિત ( ઉદ્યમી ) વિનયવાન નંદિવિજય નામના મુનિએ લખીને પ્રગટ કરી છે. આ ગ્રંથને સત્પુરૂષો ગંધને વિસ્તારનાર વાયુના ન્યાયવડે[1] વિસ્તારો.

ઇતિ શ્રીયુગપ્રધાન ગુરૂ શ્રીસોમસુંદર સૂરિની પાટના અલંકાર શ્રીરત્નશેખર સૂરિના શિષ્ય પંડિત શિરોમણિ શ્રીનંદિરત્ન ગણિના ચરણની રેણુ સમાન શ્રીરત્નમંડને રચેલા મંડન શબ્દના ચિન્હવાળા આ સુકૃતસાગર નામના ગ્રંથને વિષે શ્રીપેથડના પુત્ર શ્રીઝાંઝણના પ્રબંધને કહેનારો આ આઠમો તરંગ સમાપ્ત થયો.

## ॥ ગ્રંથ સમાપ્ત. ॥

---

૧ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ દેવ

૨ જેમ પુષ્પાદિકના સુગંધને વાયુ વિસ્તારે છે તેમ.